# ભાગ ૩ જો

# મરાઠાઓનો ઇતિહાસ

## પ્રકરણ ૧ લું

## મરાઠી સત્તાનો ઉદય

### ૧

### મરાઠાઓનો પૂર્વ ઇતિહાસ

બ્રાહ્મણી વંશની દક્ષિણમાં સ્થાપના થઇ તે પહેલાંનો મરાઠા ઇતિહાસ વિગતવાર મળતો નથી. દક્ષિણમાં યદુવંશીઓનું રાજ્ય હતું અને અલાઉદ્દીન ખીલજીના વખતમાં દેવગિરિમાં રામદેવ રાજા રાજ્ય કરતો હતો એટલુંજ જાણવામાં આવે છે; પરંતુ આટલી વાત ઉપરથી તે વખતના મરાઠાઓના ઇતિહાસ ઉપર જોઇએ તેવું અજવાળું પડતું નથી; છતાં એટલું તો ચોક્કસ છે કે દક્ષિણમાં મરાઠાઓ રાજ્ય અમલ ભોગવતા હતા. તે વખતે મરાઠાઓના હાથમાં વિશેષ સત્તા નહોતી. અહીં તહીં નાની મોટી જાગીરો અને બીજાં સંસ્થાનોના રાજ્યકારભારમાં હાથ એ સિવાય શિવાજીનો ઉદય થયો ત્યાં સુધી મરાઠાઓના હાથમાં વિશેષ સત્તા હોય એમ ઇતિહાસ પરથી જણાતું નથી. પરંતુ બ્રાહ્મણીવંશના તૂટીને ભાગલા પડયા અને જે પાંચ મોટાં રાજ્યો જેવાં કે બેદર, વરાડ, અહમદ-નગર, બીજાપુર અને ગોવલકોંડાની સ્થાપના થઇ તેમાં મરાઠા સરદારો વિશેષ આગળ પડતો ભાગ લેવા લાગ્યા અને ત્યાર પછીજ અંધકારમાં રહેલા બહાદુર મરાઠા સરદારો પોતાનું પોત પ્રકાશવા લાગ્યા. મરાઠા ઇતિ-હાસની ખરી શરૂઆત બ્રાહ્મણીવંશના સ્થપાયા પછીથીજ થાય છે.

## મરાઠાઓનો ઉષ:કાળ

બ્રાહ્મણીવંશનાં ઉપર જણાવેલાં સંસ્થાનોમાં મરાઠાઓ રાજ્ય-કારભારમાં માથું મારવા લાગ્યા અને ત્યારથીજ મરાઠી સત્તાનું બીજ રોપાવા લાગ્યું. રામદેવ રાજાના પરાજય પછી જે મરાઠાઓ નામશેષ જેવા જણાતા હતા તેમનીજ સત્તાની ઉષા ધીમે ધીમે ઉગવા લાગી. મુસલમાની રાજ્યોમાંજ મરાઠી સત્તાનાં જે બીજ રોપાયાં તેજ બીજમાંથી આગળ જતાં મરાઠી સત્તાનું પ્રચંડ વૃક્ષ ઉગી નીકળ્યું. કાળને અનુસરી આગળ જતાં જો કે એ મહાન વૃક્ષનું પતન થયું છતાં તેનાં ફળો હજી અસ્તિત્વમાં છે. ઉત્તર અને દક્ષિણમાં હાલમાં જે મરાઠી રાજ્યો છે તે એ એક વખતના મહાન મરાઠી સત્તાના અવશેષ ચિહ્નો છે અને અત્યારે પણ નામશેષ થઈ રહેલી મરાઠી સત્તાનું ગૌરવ પોકારી રહેલ છે.

## મરાઠારાજ્યની શરૂઆત

કેટલાક ઇતિહાસકારો માને છે કે મરાઠાઓનો ઉદય કેટલાક આકસ્મિક કારણોને લીધે એકાએક થયો; પરંતુ એમના ઉપલબ્ધ ઇતિહાસનું લક્ષપૂર્વક અધ્યયન કરવામાં આવે તો ખુલ્લે ખુલ્લું જણાશે કે એ ઇતિહાસકારોનું માનવું સાવ સત્યથી વેગળુંજ છે. દક્ષિણમાં મરાઠાઓનો સ્વાતંત્ર્યપ્રેમ મૂળથીજ ઝળકતો આવ્યો છે. મુસલમાન પ્રજા દક્ષિણમાં જીત મેળવવા લાગી તે પહેલાંથીજ મહારાષ્ટ્રની સ્વાતંત્ર્ય-જ્યોત જળહળી રહી હતી. મહારાષ્ટ્રની પ્રત્યેક વ્યક્તિ ચૈતન્યમય હતી. આખું મહારાષ્ટ્ર સ્વાતંત્ર્યની ભાવનામાંજ રસબસ થઇ રહેલું હતું. આવી સ્વાતંત્ર્યપ્રિય પ્રજા આકસ્મિક કારણોને લઇનેજ ઉદય પામી હોય એમ બનવું સર્વથા અશક્ય છે. ઉપરાંત મહારાષ્ટ્રમાં ધર્મભાવના પણ એવી તીવ્ર અને સહિષ્ણુ હતી કે જેથી ત્યાં ધર્મની ખડાજંગી થતી નહિ કે લોહી રેડાતાં નહિ. વળી એ વખતે દક્ષિણમાં વસતા મુસલમાનો પણ ધર્માન્ધ ન હતા. હિન્દુઓના સાધુ પુરુષો અને મુસલમાન ફકીરો તે વખતે એ બન્ને ભિન્ન ધર્મીય પ્રજાઓને સરખાજ પૂજ્ય હતા.

દક્ષિણના મુસલમાની સંસ્થાનોના કારભારમાં પણ મરાઠાઓ આગળ પડતો ભાગ ભજવતા હતા તે પણ મરાઠાઓનું દૈવત કેટલું વધતું જતું હતું તેજ બતાવી આપે છે. સારાંશ એ છે કે મરાઠાઓનો ઉદય એકાએક નથી થયો પણ તેમની સ્વાતંત્ર્ય માટેની ધગશ આગળથીજ જણાઈ આવેલી હતી. મહારાષ્ટ્રના ખુણેખુણામાં મરાઠાઓનો ચેતનવંતો જુસ્સો અને એમની જાગૃતી એટલી તો વધી પડેલી હતી કે કોઇપણ પ્રજાનું, પછી ભલે તે હિન્દુ હોય કે મુસલમાન હોય તોય, એકતંત્રી રાજ્ય લાંબો વખત સાંખી શકે એમ હતુંજ નહિ.

પરિસ્થિતિ આવા પ્રકારની હતી તે વખતે મુગલો અકબર બાદશાહના વખતથી નર્મદાની દક્ષિણે આવેલા પ્રદેશો ઉપર આક્રમણ કરી જીતવાનો પ્રયાસ કરવા લાગ્યા. આમ થવાથી જે મરાઠાઓ અત્યાર સુધી એક બીજાથી સ્વતંત્ર રહી માત્ર પોતપોતાની જાગીરોજ સંભાળી પડી રહ્યા હતા તેમને પોતાના રક્ષણ માટે સંઘશકિતની જરૂરત લાગવા માંડી. મરાઠાઓમાં ચૈતન્ય હતું, સ્વાતંત્ર્યની ભાવના પણ ખીલેલી હતી, માત્ર તેને માર્ગદર્શકની જે ખોડ હતી તે શિવાજી જેવા મહાન રાજ્યધુરંધર પુરૂષે પૂરી પાડી. મરાઠાઓના ચૈતન્યને યોગ્ય દિશામાં દોર્યું; તેમની સ્વાતંત્ર્યની ભાવનાને વિશેષ પુષ્ટિ આપી; અને એ પ્રમાણે શિવાજીએ ધીમે ધીમે મરાઠી સત્તાનો પાયો રચવા માંડયો. આજ કારણથી શિવાજી મરાઠાઓનો માર્ગદર્શક, મરાઠી સત્તાનો સ્થાપક, હિન્દુધર્મનો ત્રાતા, અને સ્વાતંત્ર્યનો પ્રખર સૂર્ય મનાવા લાગ્યો. એજ કારણથી ઇતિહાસમાં તે અમર થઈ ગયો અને ભવિષ્યમાં પણ હમેશ માટે એની કીર્તિ અમરજ રહેશે.

## ૨

## શિવાજીના કુટુમ્બનો પૂર્વ ઇતિહાસ

ઉપર જણાવ્યા પ્રમાણે દક્ષિણમાં બ્રાહ્મણીવંશનાં સંસ્થાનોમાં મરાઠાઓ મુખ્ય ભાગ ભજવતા હતા. બીજાપુરમાં જાદવરાવ અને

શિવાજીના પિતામહ માલોજી અગત્યની લાગવગ ધરાવતા હતા. શિવાજી ઉદેપુરના સિસોદિયા વંશનો હતો એમ માનવામાં આવે છે તે ખરૂં હોય કે નહિ તો પણ તેનો પિતા શાહજી અને માતા જીજાબાઇ પ્રખ્યાત કુટુમ્બમાં જન્મ્યાં હતાં અને તેથી શિવાજી ઉચ્ચકુલોત્પન્ન હતો એમ કહીએ તો કશુંજ ખોટું નથી. જાદવરાવની પુત્રી જીજાબાઇનું લગ્ન માલોજી ભોંસલેના પુત્ર શાહજી સાથે થયું હતું; જો કે એ લગ્ન જાદવરાવની મરજી વિરૂદ્ધ કરવું પડયું હતું અને તેનું પરિણામ એ આવ્યું કે જાદવરાવ હમેશનો શાહજીનો દુશ્મન થઇ રહ્યો અને વખતો-વખત શાહજીને ત્રાસ આપ્યા કરતો. આ ત્રાસ અને શત્રુવટ એટલે સુધી વધી પડયાં હતાં કે એક વખતે તો જાદવરાવ લશ્કર લઇ શાહજીની પાછળ ધસ્યો. જીજાબાઈ તે વખતે ગર્ભવતી હતી તેથી એને રસ્તે છોડી દઇ શાહજીને આગળ ચાલી જવાની જરૂર પડી. જીજાબાઈ પોતા-નાજ પિતાના હાથમાં કેદ પકડાઇ પણ એક વીરાંગનાની માફક પિતાની પણ સામે થઇ ત્યાંથી છટકી શિવેનરીના કિલ્લામાં જઈ આશ્રય લીધો.

## શિવાજીનો જન્મ અને બાલ્યાવસ્થા

ઇ. સ. ૧૬૨૭ માં શિવનેરીના એ પ્રખ્યાત કિલ્લામાં જીજાબાઇએ શિવાજીને જન્મ આપ્યો. મહાન પુરુષોનું કહેવું છે કે "માતાનો ખોળો એજ બાળકની પ્રથમ શાળા છે અને માતાના ગુણોની છાપ તેના પુત્ર પર પડયા વિના રહેતી નથી"—એ કથન શિવાજીના સંબંધમાં બરોબર લાગુ પડે છે. જીજાબાઇ એક વીરપત્ની હતી અને શિવાજીનું ચારિત્ર્ય ઘડવામાં એ માતાએ જે ભાગ ભજવ્યો હતો તેને માટે એ સ્ત્રીનું નામ મરાઠાઓનાજ નહિ પણ સમગ્ર પ્રજાના ઇતિહાસમાં હમેશને માટે ગૌરવથી સંબોધવામાં આવશે. એ વીરપત્નીએ પોતાના ચારિત્ર્યથી પુત્ર ઉપર એવી છાપ પાડી કે જેથી વીરમાતા તરીકે પ્રખ્યાતિ પામવાનું મહાભાગ્ય એને હમેશને માટે મળેલુંજ રહેશે. નાનપણથીજ સ્વાતંત્ર્યની ભાવનાનું દૂધ એ વીરમાતાએ શિવાજીને પાયું હતું. શિવા-

જીની ધાર્મિક ભાવના પણ એ માતાની છાપનુંજ પરિણામ છે; અને એ માતૃભક્ત પુત્ર પણ પોતે મહાન પદ મેળવવા સમર્થ થયો તો પણ કોઇ પણ કાર્ય માતાનો આશિર્વાદ લીધા સિવાય કરતો નહિ.

શિવાજીની દેખરેખ રાખવાનું કામ દાદોજી કોંડદેવ નામના બ્રાહ્મણને શાહજીએ સોંપ્યું હતું. દાદોજીની દેખરેખ નીચે શિવાજી પુને ઉછર્યો અને સ્વામીભક્ત દાદોજીની દેખરેખને લીધેજ પિતાની કોઈપણ જાતની દેખરેખ વગર શિવાજી મહાન કાર્યો કરવા શક્તિવાન થયો. શિવાજીનું ચારિત્ર્ય ઘડવામાં માતા જીજાબાઈ અને દાદોજી કોંડદેવ એ બેજ હતાં.

## શિવાજીને મળેલું શિક્ષણ

દાદોજી કોંડદેવે તે વખતે મરાઠા સરદારોને આવશ્યક શિક્ષણ જેવું કે ઘોડે બેસવું, તીરંદાજી, પટા ખેલવા, વગેરે શીખવ્યું. શિવાજીને કેટલાક અક્ષરશત્રુ માને છે પણ હાલમાં મળી આવેલા પત્રો ઉપરથી માલુમ પડે છે કે તે લખી વાંચી પણ શકતો હતો. કદાચ શસ્ત્રાસ્ત્ર સંબંધી તેને જે જ્ઞાન હતું તેવુંજ લખવા વગેરેમાં નહોતું એ સંભવિત છે. ઉપરાંત તેને જાગીરની વ્યવસ્થાનું બધું જ્ઞાન દાદોજી તરફથી મળ્યું હતું. પરંતુ શિવાજી એના પિતાની માફક બીજાપુરના દરબારમાં રહી મહાન ઓદ્ધા ભોગવતો થાય એ સિવાય બીજી આશા દાદોજી રાખતો નહિ. આમ છતાં વખત જતાં શિવાજી જેમ મોટી ઉંમરનો થતો ગયો તેમ તેની સરદારી નીચે બ્રાહ્મણો, પ્રભુ, મરાઠા કુણબી, મુસલમાનો વગેરે બધી જાતના શૂર પુરુષો એકત્ર થવા લાગ્યા અને શિવાજીને એના સ્વાતંત્ર્ય મેળવવાનાં કાર્યમાં મદદ કરવા લાગ્યા. શરૂઆતમાં શિવાજીની પદ્ધતિ દાદોજીને ગમી નહિ પણ તેણે જ્યારે જોયું કે શિવાજી માત્ર નોકરી કરવા જન્મ્યો નથી પણ ખરેખર દેશનું હરાએલું સ્વાતંત્ર્ય પાછું મેળવવાજ જન્મ ધારણ કર્યો છે ત્યારે તેણે પણ શિવાજીનાં કાર્યને પોતાનો આશિર્વાદ આપ્યો. ઉપરાંત રામદાસ, તુકારામ, વગેરે સાધુ પુરુષો પણ શિવાજીને વખતોવખત મળી, ઉપદેશ આપી, તેનું કાર્ય સુલભ થઈ યશ મળે એવી ગોઠવણો કરતા રહ્યા.

આવા પ્રકારનું વાતાવરણ શિવાજીની ખીલતી જુવાનીમાં તેની આસપાસ એકઠું થતું હતું અને તેથીજ શિવાજી મહાન કાર્યો કરી શકયો.

## શિવાજીના જન્મ વખતનું મહારાષ્ટ્ર

શિવાજીના જન્મકાળે મહારાષ્ટ્રની રાજકીય સ્થિતિ કેવી હતી તે જાણવાની અગત્ય છે. અહમદનગરનું રાજ્ય તેની બહાદુર સુલતાના ચાંદબીબીના ખુન થવા પછી મુગલોના હાથમાં ગયું. મલીકંબરે ઘણાં વર્ષો સુધી શાહજી, નિઝાંમકર વગેરે મરાઠા સરદારોની મદદથી મુગલો સામે ટક્કર ઝીલી પરંતુ મલીકંબરના મૃત્યુ પછી શાહજીએ મુગલપક્ષ સ્વીકાર્યો અને તેને ૫૦૦૦ ની મનસબદારી આપવામાં આવી. પરંતુ અહમદનગરના રાજ્યકુટુમ્બ પર આફત ઉપર આફત આવવાથી ઘણી કફોડી સ્થિતિ થવાનો સમય આવતાં મુગલોનો પક્ષ છોડી શાહજી નિઝામશાહીને મદદ કરવા લાગ્યો. આથી મુગલ શહેનશાહ ગુસ્સે થયો અને એણે ૨૫૦૦૦નું લશ્કર શાહજી સામે મોકલ્યું. ચાર વર્ષ લડયા પછી મુગલસૈન્યના બળ સાથે નભી નહિ શકવાથી શાહજીને શરણે થવું પડયું અને મુગલ બાદશાહની સંમતિથીજ તેણે બીજાપુરના દરબારમાં ઈ. સ. ૧૬૩૭ માં પ્રવેશ કર્યો.

આ પ્રમાણે શિવાજીના જન્મકાળે દક્ષિણમાં મુગલોનો પ્રવેશ થવા માંડયો હતો. પરંતુ ઇ. સ. ૧૨૧૬માં અલાઉદ્દીન ખીલજીના વખતમાં નમતું આપતા મરાઠાઓની જે સ્થિતિ હતી તેવી અત્યારે ન હતી. તુર્ક અને અફઘાન રાજાઓના દરબારમાં નોકરી કરી તેઓએ પોતાનામાં વ્યવસ્થા આણી હતી; અને તેમના મોટા મોટા સરદારોએ લડાઇમાં બહાદુરી બતાવી નામના મેળવી હતી. આવી પરિસ્થિતિમાં શિવાજીનો જન્મ થયો હતો. એને શિક્ષણ પણ ઉપર જણાવ્યા પ્રમાણે મળ્યું હતું. તે ઉપરાંત રામાયણ અને મહાભારત શિવાજીને નાનપણથીજ પ્રિય હતાં. અને એને હમેશાં એવુંજ લાગતું કે તેનો પોતાનો જન્મ કોઈ મહાન કાર્ય માટે થયો છે. જ્યારે જ્યારે શિવાજી કોઈ બાબતમાં ગુંચવાતો

જ્યારે એકદમ ધ્યાનમગ્ન થઇ જે કાંઇ ચિહ્ન પોતાને માર્ગદર્શક દેખાય તે પ્રમાણે અમલ કરતો. વળી રામદાસ, તુકારામ જેવા સાધુપુરુષો સાથે શિવાજી છૂટથી ભળતો તેથી પણ લોકોની શ્રદ્ધા એના ઉપર વિશેષ હતી. મુગલોની સામે થવામાં મરાઠા સરદારોમાં ઐક્ય હોવું જોઇએ એમ શિવાજીને જણાતાં જ દરેક જાતિના શૂર પુરુષોને એણે પોતાના પક્ષમાં લેવા માંડયા અને એનીજ સાથે કાર્યદક્ષતા અને વ્યવસ્થિતપણાનો ગુણ એટલો તો એણે ખીલવ્યો હતો કે લડાઇ વખતે પણ એની પ્રજા ધંધોરોજગાર, ખેતી વગેરે પોતાનાં આજીવિકાનાં કાર્યો કર્યાંજ જતી. એ ગુણો આગળ જણાશે તેમ એની પછી ગાદીએ આવનારોમાં ન હોવાથી એનું રાજ્ય છિન્નભિન્ન થઈ ગયું.

## શિવાજીના કાર્યની શરૂઆત

ઇ. સ. ૧૬૪૬માં તોરણનો કિલ્લો લીધો ત્યારથીજ શિવાજીએ પોતાના કાર્યનો આરંભ કર્યો એમ કહી શકાય. એ વખતે શિવાજીની ઉમર માત્ર ૧૯ વર્ષની હતી. ત્યારથી તે ૧૬૮૦ સુધી એટલે લગભગ ૩૪ વર્ષ સુધી એનું જીવન સતત કાર્યમાં ગુંથાએલું હતું. પહેલાં ૭ વર્ષ સુધી તો એણે પુનાની આસપાસના પ્રદેશો જીતવામાં ગાળ્યાં. એ વખતે દૂરના મુગલ બાદશાહો સામે અથવા બીજાપુરના રાજ્ય સામે થવાનો એણે વિચાર સરખો કર્યો નહતો. પોતાની સુપા અને પુનાની જાગીરના બચાવ માટે આસપાસના પહાડી કિલ્લા લેવા અને મરાઠા સૈનિકોને એકઠા કરવા એજ એનો મુખ્ય ઉદ્દેશ હતો. પરંતુ બીજાપુરના સુલતાને વિશ્વાસઘાત કરી શિવાજીના પિતા શાહજીને કેદ કરવાથી અને શિવાજીને પકડવાને એક મોટું લશ્કર રવાના કરવાથી એની સાથે શિવાજીને અથડામણ થઈ. દસ વર્ષ સુધી એ ટંટો ચાલ્યો અને આખરે શિવાજીએ બીજાપુરના સુલતાન પાસે પોતાને મનગમતા કરારો કરાવી લીધા. આ વખતે પણ મુખ્ય હેતુ સ્વરક્ષણ અને પોતાની હિલચાલને રાષ્ટ્રીય ભાવનાનું રૂપ આપવું એજ હતો. પણ બીજાપુર સાથેની જીતે એને મુગલોની

સામે થવાના પ્રસંગો ઉભા કર્યા; અને આખરે મુગલ બાદશાહ પાસે પણ એણે મરાઠી રાજ્ય કબુલ કરાવ્યું અને ચોથ તથા સરદેશ મુખી જેવા હકકો મેળવ્યા.

શિવાજીના એ કાર્યક્રમના મુખ્ય ચાર ભાગ પાડી શકાય. પહેલા ભાગમાં તોરણનો કિલ્લો લીધા પછી રાયગઢની કિલ્લેબંધી કરી અને એને મુખ્ય રાજધાની બનાવી. ત્યારપછી ચાકણ ને સિંહગઢ લીધા. સહ્યાદ્રિની હાર પર આવેલા કલ્યાણ સુધીના કિલ્લાઓ અને પ્રતાપગઢ, લોહગઢ, રાયરી જેવા દક્ષિણ બાજુનાં કિલ્લાઓ એણે લીધા. આ ઉપરથી બીજાપુરના રાજાએ શાહજીને કેદ પકડયો અને તેના જીવને કાંઈ આંચ આવે એ ધાસ્તીથી શિવાજીએ થોડોક સમય પોતાની હિલચાલ બંધ પાડી; અને પિતાના છુટકારા માટે મુગલપક્ષનો સ્વીકાર કરી બીજાપુરના સુલતાનને શાહજીને છૂટો કરવાની ફરજ પાડી.

શાહજી છૂટો થતાં શિવાજી ઉપર જે દબાણ હતું તે જતું રહ્યું. બીજા ભાગમાં બીજાપુર સાથેની એની લડાઇ મુખ્ય છે. એક પછી એક બીજાપુર તરફથી મોકલવામાં આવેલા સરદારોને શિવાજી હરાવી ત્રાસ પોકરાવતો. આખરે અફઝુલખાં નામના સરદારને શિવાજીને જીવતો અથવા મરેલો પકડી આણવાના ઇરાદાથી બીજાપુરની સરકારે મોકલ્યો.

## અફઝુલખાંનો વધ

શિવાજી મહા વિચક્ષણ હતો. તેણે જોયું કે પોતાનું સૈન્ય એવી સ્થિતિમાં ન હતુ કે અફઝુલખાં જેવા કસાયલા સરદારના વ્યવસ્થિત લશ્કર સામે ટકકર ઝીલી શકે. તેથી તેણે નરમાશ પકડી તાબે થવાનો પોતાનો ઇરાદો જણાવ્યો. બન્નેએ એકાંતમાં મળવાની ગોઠવણ કરી. શિવાજી અફઝુલખાંની જાળમાં સપડાય એવો ન હતો. અગાઉ અફઘાનોએ રજપૂતોના ભોળપણાનો લાભ અનેકવાર લીધો હતો; પરંતુ શિવાજી જુદી જાતનો હતો; તેણે પોતાના ગુપ્ત જાસુસો દ્વારા ખબર મેળવી હતી કે અફઝુલખાંનો વિચાર શિવાજીને મળતાં વખતે કેદ પકડી લઈ બીજાપુર કેદી તરીકે લઈ જવાનો હતો. આથી

પોતાના બચાવ માટે એણે પણ તૈયારી કરી રાખી હતી. વાઘનખ પોતાના હાથમાં પહેરી લીધા હતા. મુલાકાત વખતે અફઝુલખાંએ જેવો શિવાજીને ગળચીમાંથી પકડયો કે તરતજ શિવાજીએ છુપાવેલા વાઘનખ એને ભોંકી દીધા અને એનો પ્રાણ તેજ ઘડીએ લીધો. અફઝુલખાં મરાયાની ખબર પડતાંજ મરાઠા લશ્કર મુસલમાન લશ્કર ઉપર તૂટી પડયું અને સખત હાર આપી મુસલમાનોને નસાડયા. આ પ્રમાણે યુક્તિપ્રયુક્તિથી બીજાપુર જેવા બળવાન રાજ્ય સામે શિવાજી ટકી શકયો. કેટલાક ઇતિહાસકારો શિવાજીના આ કૃત્યને છળકપટ ગણી એના પવિત્ર નામને કલંક લાગેલું ગણે છે; પણ વાસ્તવિક રીતે જોતાં આમાં છળકપટ જેવું કશુંજ નથી. શત્રુના કાવાદાવા સમજી પોતાના બચાવ માટે તૈયારી કરી રાખવી એમાં કોઇપણ રીતે ખોટું કર્યું એવો દોષારોપ આવીજ ન શકે. અને અફઝુલખાં જ્યારે એને કેદ કરવાને માટે પકડવા જાય ત્યારે તો પોતાના બચાવ માટે રાખેલા સાધનોનો ઉપયોગ કરી શત્રુનો વધ કરવો એ છળકપટભરેલું વિશ્વાસઘાતી કાર્ય કહી શકાયજ નહિ.

## શિવાજી અને ઔરંગઝેબ

મુગલો સાથેની લડાઈ એ શિવાજીના કાર્યનો ત્રીજો ભાગ છે. અત્યાર સુધી શિવાજીનો વિચાર મુગલો જોડે અથડામણમાં ઉતરવાનો ન હતો. ઉલટું શાહજી કેદ પકડાતાં મુગલોની મદદથી શિવાજીએ પિતાનો છુટકારો કરાવ્યો હતો. જ્યારે શિવાજી બીજાપુર સાથે બાથ ભીડી રહ્યો હતો અને સુલતાનને હંફાવી રહ્યો હતો ત્યારે ઔરંગઝેબ દક્ષિણનો સુબો હતો. ત્યાર પછી શાહજહાં માંદો પડતાં ઔરંગઝેબે પોતાના ભાઇઓ સાથે ગાદી પચાવી પાડવાનો વિચાર કર્યો. દક્ષિણ છોડતાં પહેલાં તેણે શિવાજીનો કોંકણ ઉપરનો હકક કબુલ રાખી પોતાને દિલ્હીની ગાદી મેળવવામા મદદ કરવા લસ્કર લઇ આવવાનું શિવાજીને કહેવડાવ્યું હતું. પરંતુ ઔરંગઝેબ મહા ધૂર્ત હોવાથી પોતાનો માર્ગ નિષ્કંટક થયેલો જોતાંજ શિવાજી સાથે અણીના વખતે કરેલા કરાર પાળવાને

બદલે તોડવાને લલચાયો. ઈ. સ. ૧૬૬૧ માં તેણે કલ્યાણ જીતી લીધું. આથી ઇ. સ. ૧૬૬૨ માં બીજાપુર સાથે સુલેહ કરી શિવાજીએ જુન્નરનો કિલ્લો હસ્તગત કર્યો અને લડાઇની તૈયારી કરવા માંડી.

## શિવાજી અને સાહિસ્તખાં

ઔરંગઝેબે શિવાજીને–જેને હવે એ ડુંગરનો કોલ્ર એવું ઉપનામ આપી ઠેકડી કરતો હતો–તાબે કરવાને પોતાના એક સરદાર સાહિસ્તખાંને દક્ષિણમાં મોકલ્યો. સાહિસ્તખાંએ આવી શિવાજીનું પુના જીતી લીધું અને ત્યાં છાવણી નાખી પડયો. પરંતુ શિવાજી કોઈ રીતે એના સકંજામાં સપડાય એમ ન હતું. એક રાત્રે જે ઘરમાં સાહિસ્તખાં ઉતર્યો હતો તે ઘર ઉપર અચાનક છાપો મારી સાહિસ્તખાંને જીવ લઇ નાસતો કરી મૂકયો. એ રાતે ઝપાઝપીમાં સાહિસ્તખાં પોતાનાં બે આંગળાં પણ ખોઇ બેઠો હતો.

## શિવાજી અને જયસિંહ

સાહિસ્તખાંની હાર થવાથી ઔરંગઝેબે જયસિંહને શિવાજી સામે મોકલ્યો. શિવાજી જેવો ચતુર યોદ્ધો શા કારણે જયસિંહ સાથે લડવાને બદલે મુગલો સાથે સુલેહ કરવા દિલ્હી જવા તૈયાર થયો તે કહી શકાતું નથી. એની ગેરહાજરીમાં મરાઠાઓએ જે રીતે રાજ્યનું રક્ષણ કર્યું તે જોતાં શિવાજીને કાંઇપણ ડરવાનું કારણ ન હતું. કદાચ રજપૂત રાજાઓ સાથે એ પ્રમાણે સંબંધ બાંધી પોતાનાં કાર્યમાં તેમની મદદ મેળવવાનો વિચાર હોય અને તેથી જયસિંહને સારું લગાડવા તૈયાર થયો હોય એ વધારે સંભવિત છે. એવાજ કોઈ ઉદ્દેશથી એણે જયસિંહને કહાવી મોકલ્યું કે પોતે મુગલો સાથે સુલેહ કરી કેટલાક કિલ્લા આપી દેવા તૈયાર છે. ઔરંગઝેબને એ ખબર પડતાંજ તે ખુશ થઇ ગયો અને શિવાજીને દિલ્હી આવવા નિમંત્રણ કર્યું.

## શિવાજીનું દિલ્હીમાં આવવું

ઔરંગઝેબના નિમંત્રણને માન આપી શિવાજી દિલ્હી જવા પોતાના વડીલ પુત્ર સંભાજીને સાથે લઈ નીકળ્યો. ઔરંગઝેબના હુકમથી રસ્તે ઠેકઠેકાણે અતિશય સન્માન કરવામાં આવ્યું અને એક મહાન રાજાને છાજતા દબદબાથી શિવાજીએ દિલ્હીમાં પ્રવેશ કર્યો. દરબારમાં એ ઔરંગઝેબને મળવા ગયો પણ ઔરંગઝેબની કુટિલ નીતિથી કહો અથવા મહારાષ્ટ્રના સુભાગ્યે કહો પણ ઔરંગઝેબ આવેલી તકનો લાભ લઇ મુગલ શહેનશાહતને બળવાન બનાવતાં ચૂકી ગયો. પોતાની સત્તાના મદમાં જયસિંહ સાથે થયેલા કરાર પ્રમાણે શિવાજીને રાજા તરીકે કબુલ કરી યોગ્ય સન્માન આપવાને બદલે એક સાધારણ સરદાર હોય તેવી રીતે એની સાથે વર્તી શિવાજીને અપમાન લાગે એવું કર્યું. અપમાન થતાંજ શિવાજીને પોતે દિલ્હી આવવામાં મોટી ભૂલ કરી છે એમ લાગ્યું; અને પોતે મહાન મુગલ દરબારમાં છે તેની જરાપણ દરકાર ન કરતાં વીરનરને છાજે તેમ ત્યાંને ત્યાંજ મુગલ સમ્રાટ્ ઔરંગઝેબનું છડેચોક અપમાન કર્યું. આ હિંમત જોઇ બધા સરદારો તો છકજ થઈ ગયા; કારણકે દિલ્હીમાં મુગલોથી ઘેરાયલો હોવા છતાં આવી હિંમત દાખવવી એ કાંઇ નાનીસુની વાત ન હતી. ઔરંગઝેબે પણ સ્વપ્નેય આશા રાખી નહિ હશે કે દિલ્હી આવી આવા પ્રકારની અડગ હિંમત શિવાજી બતાવશે; અને ભરદરબારમાં એનું પોતાનુંજ અપમાન થશે. પરંતુ શિવાજીએ તો પ્રસંગની લેશ માત્ર પણ દરકાર ન રાખતાં ઔરંગઝેબને અપમાનિત કરી દિગ્મૂઢ બનાવી પોતાના ઉતારે ચાલ્યો ગયો.

## શિવાજીનું કેદ થવું અને દિલ્હીથી નાશી છૂટવું

શિવાજી જતાંજ જે ઔરંગઝેબ અત્યાર સુધી એના શૌર્યથી આશ્ચર્યચકિત થયો હતો તે હવે ભાનમાં આવ્યો અને શિવાજીના દિલ્હીના ઉતારાની આસપાસ મુગલ લશ્કર મૂકી એને નજરકેદ કર્યો. વસ્તુસ્થિતિ

કળી જતાં શિવાજી પોતાના બચાવના માર્ગ શોધવા લાગ્યો. પણ લશ્કર ભેદીને ચાલી જવું એ સહેલું ન હતું. પણ સંકટ સમયે પોતાની ચાતુરીથી રસ્તો કાઢવો એ તો શિવાજીને મન રમત વાત હતી. તરત તેણે માંદો હોવાનો ઢોંગ કર્યો અને દવા કરાવા માંડી. કેટલાક દિવસ એ પ્રમાણે કર્યા પછી પોતે હિન્દુઓનાં મંદિરોમાં, મુસલમાનોની મસ્જીદોમાં, શેઠશાહુકારોને ત્યાં, અમીરઉમરાવોને ત્યાં, મીઠાઇઓના ટોપલા પોતે સાજો થયાની ખુશાલીમાં ભેટ તરીકે મોકલવા લાગ્યો. શરૂઆતમાં તો મીઠાઇના કંડીઆઓની તપાસ કરવામાં આવતી પણ રફતે રફતે એ તપાસ ઢીલી થતી ગઇ. એ તકનો લાભ લઈ એક દિવસ શિવાજી અને સંભાજી મીઠાઇના કંડીઆમાં ભરાઈ નાસી છૂટયા. થોડેક અંતરે જઇ સંન્યાસીનો વેષ ધારણ કરી, રસ્તે અતિશય સંકટો વેઠી, ઠેકઠેકાણે પાછળ પડેલા મુગલ સૈનિકોને છેતરી સહીસલામત દક્ષિણમાં આવી પહોંચ્યા.

## મુગલ શહેનશાહ સાથે તહ

શિવાજીની ગેરહાજરીમાં મરાઠા સરદારો શિવાજીની રચના પ્રમાણે માતા જીજાબાઇની દેખરેખ નીચે રાજ્ય કારભાર ચલાવી રહ્યા હતા. શિવાજી નાશી છૂટયાના સમાચાર આવતાંજ તેના બહાદુર સરદારોએ મુગલોએ જીતેલા તેમના કિલ્લા પાછા મેળવ્યા અને એ પ્રમાણે રાજ્યને સુરક્ષિત સ્થિતિમાં શિવાજી આવતાંજ તેને સોંપ્યું. ઔરંગઝેબે પોતાના પુત્રને શિવાજી સામે મોકલ્યો પણ હવે છંછેડાએલા સિંહ જેવો શિવાજી ગાંજ્યો જાય એમ ન હતું. મુગલ સૈન્યનો પરાજય થતાં તહ થયો અને શિવાજીને રાજા તરીકે કબુલ રાખી સંભાજીને ૫૦૦૦ની મનસબદારી આપી અને પુના વગેરે પ્રાંતો શિવાજીને પાછા આપવામાં આવ્યા.

## મુગલો સાથે પુનઃ લડાઈ

એ વર્ષ પછી ઔરંગઝેબને પાછું શિવાજીને હંફાવવાનું મન થયું અને દક્ષિણમાં પોતાનો પુત્ર હતો તેને શિવાજી સામે લશ્કર લઈ લડવા

મોકલ્યો. ચાર વર્ષ સુધી લડાઇ ચાલી અને શિવાજીએ પોતાના બધા પ્રાંતો પાછા મેળવી, તાપી નદીના દક્ષિણે આવેલા બધા મુલક પર ચોથ તથા સરદેશમુખી મેળવી.

## શિવાજીનો રાજ્યાભિષેક

શિવાજીના જીવનકાર્યના ચોથા ભાગમાં પોતાનો રાજ્યાભિષેક મુખ્ય છે. શિવાજીનો વિચાર હવે શાસ્ત્રોક્ત રીતે રાજ્યાભિષેક કરાવી એક મહાન હિંદુ રાજા તરીકે જાહેર થવાનો થયો; અને તે ઉપરથી રાયગઢ આગળ મહાન દબદબાથી વેદોક્ત ક્રિયા કરી પોતાનો રાજ્યાભિષેક કરાવ્યો. ઈ. સ. ૧૬૬૫ માં રાજ્યાભિષેક કરાવી દક્ષિણમાં મહાન મરાઠી રાજ્યનું અસ્તિત્વ તેણે જાહેર કર્યું. દરમીઆન બીજાપુર અને ગોવલકોંડા ઉપર મુગલ સૈન્યો હલ્લો કરતા ત્યારે તેમની મદદે દોડી જઇ તેમનો બચાવ કરતો, અને તાપીની દક્ષિણથી માંડી નીરા નદી સુધીના પ્રદેશ પર રાજ્ય અમલ બેસાડી તાપીથી કાવેરી સુધી આવેલાં હિન્દુ અને મુસલમાન રાજ્યો પાસે પોતાનું સાર્વભૌમપદ કબુલ કરાવ્યું.

## શિવાજીનું રાજનૈપુણ્ય

એક મહાન સૈનિક હોવા ઉપરાંત એક મહાન રાજ્યકર્તા હોવાનું માન પણ શિવાજીને ઘટે છે. પોતાના રાજ્યને એણે એવી સુવ્યવસ્થિત રીતે સ્થાપ્યું હતું કે એના મરણ પછી પણ કોઇ જાતની અડચણ વગર એ ચાલુ રહ્યું; અને વર્ષો સુધી મુગલશહેનશાહી જેવી સર્વોપરી સત્તાની સામે ટક્કર ઝીલી પગભર રહી શક્યું. એની પછી ગાદીપર આવનારાઓએ એની ભાવના પ્રમાણે રાજ્યશકટ હાંકયું હોત તો ઇતિહાસ કાંઈક જુદોજ લખવો પડત; પણ એ ભાવના નષ્ટ થવાથી કુસંપનાં બીજ રોપાયાં આગળ જતાં મરાઠા રાજ્યનાં મૂળમાં સડો પેઠો અને એ મહાન સ્વદેશપ્રેમી રાજાની ગોઠવેલી બાજી ચુંથાઈ ગઈ.

રાજ્યવ્યવસ્થામાં બે મુદ્દાપર એનું મુખ્ય લક્ષ હતું. સૈનિકોને અને અમલદારોને રોકડો પગાર આપવો એ અને મહેસુલી ખાતું સીધું

પોતાની દેખરેખ નીચે રહે એ બે મુખ્ય મુદ્દા હતા. આ પ્રકારની ગોઠવણુથી આગલા જમીનદારોની વખતે જે અંધાધુંધી ચાલતી ને સરદારો સ્વતંત્ર થઇ મુખ્ય સત્તાની સામે થતાં તે બાબત ઉપર અંકુશ રહ્યો.

મુખ્યત્વે કરી એની અષ્ટપ્રધાનની યોજના અત્યંત શ્રેષ્ઠ હતી. અને હાલમાં બ્રિટિશ શહેનશાહતમાં પ્રધાન મંડળની જે રચના છે તેનેજ મળતી શિવાજીની યોજના પણ હતી. શિવાજીનો ઉદ્દેશ એ પ્રધાનપદ વંશપરંપરા ચાલુ રાખવાનો ન હતો. એ ઉદ્દેશ શાહુના વખતમાં થોડાંક વર્ષો સુધી જળવાયો પણ પાછળથી તેમાં શિથિલતા આવી અને એ યોજનામાં પેશ્વાપદ વંશપરંપરા થયું; અને એ પેશ્વા ઉપરજ બધી સત્તા અવલંબીને રહેવા લાગી. આ અઘટિત ફેરફારથી શિવાજીની નેમ ઊંધી વળી અને મરાઠી રાજ્ય અધોગતિએ પહોંચ્યું. આ બધો દોષ શિવાજી પછી આવનારાઓ પર રહે છે. શિવાજીના રાજનૈપુણ્યની એ ખામી નથી.

શિવાજીની રાજ્યવ્યવસ્થા ટુંકમાં નીચે પ્રમાણે હતી:—

(૧) પહાડી કિલ્લાનું મહત્ત્વ.
(૨) વંશપરંપરાની નોકરીનું ઉચ્ચાટણ.
(૩) સૈનિકો અને સરદારોને જાગીરો આપવાને બદલે રોકડ પગારની યોજના.
(૪) મહેસુલખાતું પોતાનીજ દેખરેખ તળે રાખવું.
(૫) અષ્ટ પ્રધાનની યોજના.
(૬) લશ્કરી ખાતાને મુલ્કી ખાતાના કારોબાર હેઠળ મૂકવું.
(૭) ધર્મ, જાતિ, વગેરે લક્ષમાં ન લેતાં લાયક પુરુષનેજ નોકરી આપવી.

આ પ્રકારની ગોઠવણ રાજ્યનો વિસ્તાર થતાં કાયમ રહી શકી નહિ; અને મુખ્ય મુદ્દાઓ પણ પેશ્વાની સત્તાના વખતમાંપડતા મૂકાયા જેથી કુસંપનાં બીજ વવાઇ મરાઠી સામ્રાજ્યની પાછળથી પડતી થઇ.

## શિવાજીનું ચારિત્ર્ય

અડગ હિંમત, અવર્ણનીય સ્વદેશપ્રેમ, અને અતુલ ચાતુરી શું કરી શકે એનું જ્વલંત દૃષ્ટાંત શિવાજી છે. એની ઉપર કેટલાક નિષ્કારણ દોષારોપ કરે છે પણ એના વખતની પરિસ્થિતિનો વિચાર કરતાં એ દોષો એને જરા પણ લાગુ પડતા નથી; છતાં જો કોઈ પણ દોષ માલુમ પડે તો ધ્યાનમાં રાખવું જોઇએ કે જે શત્રુઓની સાથે એને કામ લેવાનું હતું તે એવા તો છળકપટથી ભરેલા હતા કે શિવાજીને એમના જેવા થયા વિના છૂટકોજ ન હતો. તથાપિ એણે ધર્મની બાબતમાં, પછી તે હિન્દુઓનો હોય કે મુસલમાનનો હોય તો પણ, જરા સરખીએ હરકત કીધી નથી. પોતે ઉપરાઉપરી જીતો મેળવતો જતો હોવા છતાં કોઇ પણ મસ્જીદનો એણે નાશ કર્યો નથી. ઉલટું એક વખતે એના હાથમાં કુરાનની એક નકલ આવી પડતાં એણે એ કુરાનને રેશમી કપડામાં લપેટી માનસહ યોગ્ય સ્થળે મોકલાવી આપ્યું હતુ. શત્રુના સૈનિકો કે અમલદારો કેદ પકડાય તો એમને યોગ્યતા પ્રમાણે માન આપી રાખતો એવા ઉદાર સ્વભાવનો એ હતો. શિવાજીની માતૃભકિત એવી પ્રબળ હતી કે માતાની આશિષ મેળવ્યા સિવાય કોઇપણ કાર્યનો આરંભ પોતે કરતો નહિ; અને તેની સાથે એવો તો નીતિવાન હતો કે પરસ્ત્રીને પોતાની માબ્હેન સમાન ગણતો. એક પ્રસંગે લડાઇમાં જીત થતાં તેના સૈનિકોએ એક સુંદર સ્ત્રીને પકડી શિવાજીને ભેટ કરવાના ઇરાદાથી દરબારમાં હાજર કરી. શાણો શિવાજી સરદારોનો હલકો આશય સમજી ગયો; પરંતુ ક્રોધ દાબી દઇને અને કોઇને પણ ઠપકો આપ્યા વિના એક કાંકરે બે પક્ષી મારવાનું તેણે વિચાર્યું. અને તે સ્ત્રીના તરફ નજર કરી હસતાં હસતાં છતાં કરડાકીમાં કહ્યું કે "જો આવી સુંદર સ્ત્રીના પેટે મારો જન્મ થયો હોત તો હું પણ ખરેખર કેવો દેખાવડો હોત!" સૈનિકો અને સરદારો તો એ શબ્દો સાંભળી કાળા શાહી જેવા થઇ ગયા. પછીથી શિવાજીએ એ સ્ત્રીને વસ્ત્રાલંકારથી નવાજી, યોગ્ય સન્માનસહ તેના સગાસંબંધીઓના હાથમાં પાછી સોંપી દીધી હતી. શિવાજી

સ્ત્રીઓ તરફ તો બહુજ સન્માનની અને પૂજ્ય દૃષ્ટિએ જોતો. વળી કાર્યની તેને કદર હતી અને માણસની તેને કિંમત હતી. આવા આવા ઉત્તમ ગુણોને લીધે માવલાઓ તેને પોતાના પ્રાણ સમાન ગણી પૂજતા. અને એ ગુણોથી લોભાઇનેજ બધી જાતિના શૂર પુરુષો તેના છત્ર તળે એકઠા થઇ મરાઠી રાજ્ય સ્થાપવામાં તેને મદદ કરી રહ્યા હતા. અને સંકટ સમયે શિવાજીના વીર સાથીઓ પોતાના પ્રાણના ભોગે પણ એને સુરક્ષિત સ્થળે પહોંચાડી દેતા. એના મહાન ગુણોથી મોહિત થઇ આખું મહારાષ્ટ્ર એને પોતાનો ત્રાતા સમજતું હતું. આજે પણ શિવાજીના ગુણોથી અને ખાસ કરી એના સ્વધર્મપ્રેમને લઇ સારૂ હિન્દુસ્તાન એને હિન્દુધર્મનો ઉદ્ધારક ગણે છે અને કેટલાક ભાવિકો તો શિવાજીને શંકરનો અવતાર ગણી એની પૂજા પણ દેવની માફક કરે છે. એટલું તો ખરૂંજ કે શિવાજી એક વિરલ નર હતો, એક અતુલ રાષ્ટ્રવીર હતો, અદ્‌ભુત સેનાનાયક હતો; અને આવા મહાન ગુણોને લીધે એને એક દૈવી પુરુષ તરીકે પૂજવામાં આવે તો એમાં નવાઇ પામવા જેવું કશુંજ નથી.

## ૩

## સંભાજી, ઇ. સ. ૧૬૮૦ થી ૧૬૮૯

શિવાજીનું મૃત્યુ એકાએક થતાં રાજ્યગાદી સંબંધી કોઇપણ જાતની ગોઠવણ કરવાનો અવકાશ એને મળ્યો નહિ. એનો વડીલ પુત્ર સંભાજી વ્યસની અને નાલાયક હતો. પિતાના વખતમાંજ તેના હુકમનો અનાદર કરી મુગલરક્ષણ નીચે જઇ રહ્યો હતો. ત્યાંથી આવતાં એને પન્હાલાના કિલ્લામાં કેદ કરવામાં આવ્યો હતો. સંભાજીની નાલાયકીને લીધે શિવાજીના પ્રધાનોએ તેના (શિવાજીના) નાના પુત્ર રાજારામને ગાદી આપવાનો વિચાર પાર પાડવાને લશ્કરને પોતાના કાબુમાં અને વિશ્વાસમાં લેવું જોઇતું હતું તે ન લેવામાં મોટી ભૂલ કરી અને તેથી તેમની મસલત બર ન આવતાં પડી ભાગી. લશ્કર સંભાજીના પક્ષમાં હોવાથી તેણે એકદમ રાયગઢ આવી ગાદી લીધી. પરંતુ રાજ્યારૂઢ થતાંજ

પોતાની નીચતાનું ભાન બીજાઓને કરાવતો ગયો. પોતાની સાવકી માતાને ભૂખમરાથી મારી નાખી. અને શિવાજીના ચીટણીસને મારી નખાવ્યો. ત્યાર પછી સંભાજીએ જંજીરાનો કિલ્લો જે શિવાજી પણ લઇ નહોતો શકયો તે લેવા પ્રયત્ન કર્યો પણ ધારવા જેવો યશ એમાં એને મળ્યો નહિ. ઈ. સ. ૧૬૮૩માં એ સંભાજી મુગલોની સામે થયો અને મુઆઝીમને હરાવ્યો. એજ અરસામાં મરાઠાઓએ કુચ કરી બરાનપુરનો નાશ કરી ભરૂચ લૂંટયું. ઔરંગઝેબે બીજાપુરનો નાશ કર્યા પછી ગોવળકોંડા સાથે શાહજાદા મુઆઝીમે કરેલ સુલેહનો ભંગ કરી પોતાના મુગલ સૈન્યને આગળ અને આગળ ધપાવવાનું ચાલુ રાખ્યું હતું. આ પ્રમાણે મુગલ સૈન્ય જીત મેળવતું દક્ષિણમાં પોતાની સત્તા સ્થિર કરતું જતું હતું તેજ વખતે સંભાજીની ક્રૂરતાને લીધે અને એના વ્યસનાધીનપણાને લીધે મરાઠા સૈન્યમાં અવ્યવસ્થાએ પગપેસારો કર્યો હતો. સંભાજી જાતે શૂરવીર હોવા છતાં પિતાના ગુણોનો એનામાં અભાવ હતો; અને એ ખામીને લીધે મરાઠી સત્તાની આબરૂ વધારી શકે એવી એનામાં શકિત હોવા છતાં વ્યસનાધીન થઇને એણે મરાઠી રાજ્યને સંકટમાં ઉતાર્યું અને પોતાનો નાશ કર્યો.

સંભાજીનો મુખ્ય સલાહકાર કલુશા નામનો એક કાન્યકુબ્જ બ્રાહ્મણ હતો. તે બ્રાહ્મણ મહા નીચ, પ્રપંચી, અને પાખંડી હતો. એની સોબતમાં દારૂનું વ્યસન સંભાજીનું એટલું બધું વધી ગયું કે દિવસે દિવસે તે અધોગતિના માર્ગે જવા લાગ્યો. રાજ્યમાં પણ અવ્યવસ્થા ફેલાવા માંડી. એ પરિસ્થિતિનો લાભ લઇ ઔરંગઝેબે એક દિવસ જ્યારે સંભાજી દારૂમાં ચકચૂર બની બેભાન સ્થિતિમાં પડયો હતો ત્યારે અચાનક છાપો મારી એને કેદ કર્યો; અને પછી એને દિલ્હી લઈ જવામાં આવ્યો. ત્યાં એને મુસલમાન થવાનું કહેવામાં આવતાં શિવાજીના પુત્રમાં તે વખતે હિન્દુધર્મનું ઝનુન ઉભરી આવ્યું. પોતાના પ્રાણ સંકટમાં આવી પડેલા હોવા છતાં એણે ધર્માંતર કરી પોતાના નામને અને શિવાજીના કુલને કલંક ન લગાડયું તે નજ લગાડયું. ઔરંગઝેબે એને

ક્રૂરતાથી રીબાવી રીબાવી આંધળો કરી છેવટે એનો વધ કરાવ્યો પણ વીર શિવાજીનો એ શૂર પુત્ર છેવટ સુધી નજ ડગ્યો. જો કલુશા જેવા નીચ ખવાસના માણસની સોબતમાં સંભાજી નજ પડયો હોત તો એનામાં શૌર્ય તો એટલું હતું કે પોતે મરાઠી રાજ્યને જરૂર દીપાવી શકત, અને પોતાનું નામ ઉજ્જ્વળ કીર્તિથી શોભાવી શકત. પરંતુ મરાઠી રાજ્યને માથે કાળચક્ર ફરતું હોવાથી એને અવળી મતિજ સુઝી; છતાં મરતાં મરતાં પણ એ પોતાની અડગ હિંમતનો અને અચળ ટેકનો પ્રભાવ બતાવી ગયો અને ફક્ત ધર્મની ખાતરજ પોતાના પ્રાણનું બલિદાન આપી સ્વર્ગે સિધાવ્યો હતો.

સંભાજી પડતાં મરાઠાઓ વિમાસણમાં પડી ગયા. અને શું કરવું એના વિચારમાં પડી ગયા. શત્રુનું બળ વધતું જતું હતું. એક પછી એક કિલ્લાઓ મુગલો હસ્તગત કરવા લાગ્યા અને આખરે સંભાજીની પત્ની અને પુત્ર શાહુ પણ મુગલોના હાથમાં સપડાઈ કેદ પકડાયા. શાહજીએ અને શિવાજીએ ૬૦ વર્ષની અથાગ મહેનતથી રચેલી બાજી ઊંધી વળી જવાના ચિહ્નો સ્પષ્ટ દેખાતાં હતાં. આશાનું એક કિરણ પણ જણાતું ન હતું. પણ ઇશ્વરી સંકેત કાંઈ જુદોજ હતો. શિવાજીએ જે દીર્ઘદૃષ્ટિ વાપરી રાજ્યવ્યવસ્થા કરી હતી તેની કસોટી થવાની હતી અને મહારાષ્ટ્રની પણ ખરેખરી પરીક્ષા થવાની હતી.

સંજોગો બારીક આવેલા જોઈ શિવાજીની દેખરેખ નીચે તાલીમ લીધેલા કેટલાક શૂર રાષ્ટ્રપ્રેમી પુરુષોનો સ્વદેશપ્રેમ ઉભરી આવ્યો. અનુકૂળ સંજોગોનો અભાવ હોવા છતાં અને વળી પૈસા સંબંધી તદ્દન ખરાબ સ્થિતિ હોવા છતાં શિવાજીની સ્થાપેલી ગાદી સાચવવા અને મહારાષ્ટ્રનું ગૌરવ વધારવા એ બહાદુર સરદારો મુગલ સૈન્યને હાંકી કાઢ-વાની ખટપટ કરવા લાગ્યા. આ વખતે રાજારામ જેને સંભાજીએ રાયગઢમાં કેદ કર્યો હતો અને જે મુગલો રાયગઢ લે તે પહેલાં નાસી છૂટયો હતો તે ૨૦ વર્ષની નાની ઉંમરનો હોવા છતાં એ લોકોનો સરદાર બન્યો.

## રાજારામ-ઈ. સ. ૧૬૮૯ થી ૧૭૦૦

રાજારામ વયે નાનો હતો પણ શિવાજીના ઘણા ગુણો એનામાં ઉતરી આવ્યા હતા. ઉપરાંત એ એવો ઉદાર દિલનો હતો કે સંભાજીનો પુત્ર શાહુ મુગલ દરબારમાં કેદ પકડાયો હતો તેને માટે મરાઠી રાજ્યનો ઝુંડો ઉઠાવ્યો અને પોતે ગાદીપર બેસવા ના પાડી. બ્રાહ્મણ, મરાઠા, પ્રભુ, વગેરે દરેક જાતિના શૂર નરવીરો એકત્ર થઇ એની સાથે જીંજી જઇ ત્યાંથી મુગલો ઉપર આક્રમણ કરવાનો મનસુબો કરવા લાગ્યા. ઔરંગઝેબે જુલ્ફીકરખાં નામના એક સરદારને જીંજી લેવા મોકલ્યો; પણ સાત વર્ષ સુધી મરાઠાઓએ એને જરા પણ મચક ન આપી; અને સાતમે વર્ષે કિલ્લો પડતાં રાજારામ વગેરે કિલ્લામાંથી સહીસલામત છટકી ગયા. દરમીઆન મરાઠા સરદારો છૂટા છવાયા પ્રાંતો જીતતા ચાલ્યા અને ઘણે ઠેકાણે ઔરંગઝેબને અને એનાં લસ્કરને છક્કડ ખવડાવી. વળી ખાનદેશ, વરાડ, વગેરે સ્થળે પોતાનો અમલ પણ બેસાડયો.

ઇ. સ. ૧૭૦૦માં ઔરંગઝેબે જે કિલ્લાઓનો મરાઠાઓ પોતાના બચાવમાં ઉપયોગ કરતા હતા તે બધાનો નાશ કરવાનો નિશ્ચય કર્યો. પોતે જાતે લસ્કરની સરદારી લઇ બહાર પડયો અને જુલ્ફીકરખાંને રાજારામના લશ્કર સામે ખુલ્લા મેદાનમાં પડવા જણાવ્યું. શત્રુની આવી મહાન તૈયારી સામે મરાઠાઓ વધારે ટકી શકયા નહિ અને તેમના એક પછી એક એમ કિલ્લાઓ પડવા લાગ્યા. છેલ્લે સતારાનો કિલ્લો પણ બહુ બહાદુરીથી ટકાવી રાખવા છતાં ઔરંગઝેબના હાથમાં ગયો. એજ અરસામાં રાજારામ સિંહગઢમાં મરણ પામ્યો, ઈ. સ. ૧૭૦૦.

## રાજ્યરક્ષક તારાબાઈ-ઈ. સ. ૧૭૦૦ થી ૧૭૦૮

રાજારામ મરણ પામ્યો અને શાહુ તો હજુ કેદમાંજ હોવાથી રાજારામની વિધવા તારાબાઇએ પોતાના દસ વર્ષના બાળરાજાને ગાદીનો માલીક ઠરાવી મરાઠી રાજ્યના રક્ષણનું બીડું પોતે ઝડપ્યું અને એ પ્રમાણે હિન્દુસ્ત્રીની ગૌરવભરી પ્રતિભાનું ભાન કરાવ્યું. રામચંદ્રપંત

મરાઠા રાજ્યની દેખરેખ રાખવા લાગ્યા; પોતાના પ્રાણથી પણ વ્હાલા કિલ્લાઓ પડતાં મરાઠાઓના બચાવના સાધનો લૂલાં થતાં ચાલ્યાં. પણ સંકટને પોતાની સોડમાં લઈ સુનારા વીર મરાઠાઓ આથી હતાશ થાય એવા ન હતા કિલ્લાઓનો નાશ થતાં ખાનદેશ, વરાડ, ગુજરાત, વગેરે ઠેકાણે લૂંટફાટ કરી ચોથ અને સરદેશમુખી જેવા કરો ઉઘરાવી સ્વરક્ષણની તૈયારી કરવા લાગ્યા; અને નર્મદા ઉતરી માળવે જઇ ત્યાં પણ વસવાટ કર્યો. એમના એ ચીવટ ભરેલા વર્તનથી ઔરંગઝેબ દિનપરદિન પોતાની કઢંગી સ્થિતિ અનુભવવા લાગ્યો. કિલ્લાઓ પડતાં નવા કિલ્લાઓ ઉભા થવા લાગ્યા. એક મરાઠી સેના વિખરાતાં બીજી સેના બીજે ઠેકાણે એકત્ર થતી ચાલી. આખો મરાઠા પ્રદેશ તારાબાઇના હુકમથી ઉજ્જડ કરી ઔરંગઝેબને નાના પ્રકારની વિટંબણાઓ ભોગવતો કર્યો. આખરે ઈ. સ. ૧૭૦૫ માં તેના સલાહકારોએ તેને મરાઠાઓ સાથે સુલેહ કરવાની ભલામણ કરી. ઔરંગઝેબ પણ હવે થાકયો હતો. તેનું બળ દિવસે દિવસે ક્ષિણ થતું જતું હતું; તેથી કંટાળી દક્ષિણના છ પ્રાંતો ઉપર મરાઠાની સરદેશમુખીનો હકક કબુલ રાખવા તૈયાર થયો; અને તેના બદલામાં મરાઠાઓએ દક્ષિણમાં વ્યવસ્થા જાળવવી એવું ઠર્યું. શાહુનું લગ્ન કરી તેને અકકલકોટ, પુર, બારામતી, વગેરે લગ્નની ભેટ તરીકે આપવા એવું પણ નકકી કરવામાં આવ્યું. પરંતુ મરાઠાઓને આટલાથી સંતોષ ન થતાં તેમણે પોતાની માગણી વધારી અને એ મસલત પડી ભાંગી.

પરંતુ મુગલોમાં હવે આગળની માફક લડાઇ ચાલુ રાખી ઝુઝવાની તાકાત રહી ન હતી. મરાઠાઓ તો એક પછી એક કિલ્લાઓ જીતતાજ ચાલ્યા. પવનગઢ, વસંતગઢ, સિંહગઢ, રાજગઢ, અને સતારાના કિલ્લાઓ તેઓએ જીતી લીધા; અને ઇ. સ. ૧૭૦૭ માં પુના અને ચાકણપર મરાઠા સેનાપતિ ધનાજીએ હલ્લો કરી મુગલો પાસેથી પડાવ્યા. આવી રીતે પોતાની મુરાદ નિષ્ફળ જતી જોઇ ધૂર્ત ઔરંગઝેબે એક યુક્તિ અજમાવી. શાહુ જે તેના પંજામાં સપડાયલો હતો તેની પાસે મરાઠા

સરદારો પર એક પત્ર લખાવી આજ્ઞા કરાવી કે તે બધાઓએ ઔરંગઝેબને શરણે આવવું. પરંતુ મરાઠાઓ આથી છેતરાય એવા કાચા ન હતા. શાહુ પ્રત્યે ગમે તેટલું તેમને માન હોય તો પણ તેઓ જાણતા હતા કે ઔરંગઝેબ શાહુને રમાડી હારી બાજી જીતવાનો દાવ ખેલી રહ્યો છે. આથી એ પત્રની અસર મરાઠા ઉપર કાંઇજ ન થઈ. આ ઉપરથી એટલું તો ચોકકસ કે ઔરંગઝેબને પોતાની ભૂલ મરાઠાઓ સાથે લડવામાં થઇ એ માલુમ પડયું; જો કે એમ છતાં પણ શાહુને તો એણે મરતાં સુધી છોડયો જ નહિ. પોતાની સઘળી મુરાદ ધૂળધાણી થઇ પડેલી જોઇ ઔરંગઝેબ આસાયશ લેવા અહમદનગર આવ્યો. અને ત્યાં ઔરંગઝેબ જેવા હઠીલા બાદશાહને એવું કહેવાનો વખત આવ્યો કે જ્યારે હાર નકકીજ છે ત્યારે લડાઇ ચાલુ રાખવી એ વ્યર્થ છે. આખરે નિરાશ થઇ આ ફાની દુનિયાનો એક સવારે હાથમાં માળા ફેરવતાં ફેરવતાં ત્યાગ કર્યો, ઇ. સ. ૧૭૦૭.

ઔરંગઝેબના મરણ પછી શાહુનો છૂટકારો આજીમશાહે કર્યો. ઇ. સ. ૧૭૦૮ માં શાહુનો રાજ્યાભિષેક થયો અને થોડાજ સમયમાં કોલ્હાપુર સિવાયનો બધો પ્રદેશ જે મરાઠાઓના તાબામાં હતો તે તેનાં તાબામાં આવ્યો. મુગલ શહેનશાહે મરાઠાઓની ચોથ અને સરદેશમુખી કબુલ રાખી અને આગળ જતાં પેશ્વા બાલાજી વિશ્વનાથ અને સેનાપતિ ખંડેરાવ દાભાડેએ એની લેખિત સરતો પણ શહેનશાહ પાસે કરાવી લીધી.

આ પ્રમાણે ૨૦ વર્ષ સુધી એક સરખી લડત ચલાવી મરાઠાઓએ સંપૂર્ણ વિજય મેળવ્યો. શિવાજીના વખતની પરિસ્થિતિ ન હોવા છતાં અને વધારામાં તેમનો રાજા ઔરંગઝેબના દરબારમાં કેદ થયેલા હોવા છતાં મરાઠા સરદારો પોતાની માતૃભૂમિને માટે, પોતાના ધર્મને માટે, પોતાના સ્વાતંત્ર્ય માટે નાના સુના ભેદભાવ વિસરી, એકત્ર થઇ મરાઠાશાહીનો ઝુંડો ઉડાવ્યો અને પોતાના દેશને મુગલોથી કચરાઇ જતો બચાવી લીધો અને ઔરંગઝેબ જેવા બળવાન બાદશાહની સામે સાધનોનો

અભાવ હોવા છતાં, સંજોગો પ્રતિકૂળ હોવા છતાં ટક્કર ઝીલી મહારાષ્ટ્રને સ્વતંત્ર બનાવ્યો, એટલુંજ નહિ પણ આખા હિંદને ૭૦૦ વર્ષની પરદેશી ઝુંસરીમાંથી મુક્ત કરી હિંદુસામ્રાજ્ય સ્થપાય એવો જોગ લાવી મૂક્યો.

## પ્રકરણ ૨ જું

## પેશ્વાઇ સત્તાનો ઉદય

### ૧

### શાહુ છત્રપતિ–ઇ. સ. ૧૭૦૮ થી ૧૭૪૮

સંભાજીનો પુત્ર અને મરાઠા રાજ્યના આદ્યસ્થાપક મહાન શિવાજીનો પૌત્ર શાહુ પિતાની સાથેજ મુગલોના હાથમાં સપડાયો હતો અને મુગલ દરબારમાંજ લગભગ ૨૧ વર્ષની ઉંમર થઇ ત્યાં સુધી રહ્યો હતો.

ઔરંગઝેબ મહા ધૂર્ત અને દીર્ઘદષ્ટિવાળોહતો. તેનો વિચાર શાહુ ઉપર મહેરબાની કરવાનો ન હતો; પણ પ્રસંગે એનો ઉપયોગ કરી લેવા પોતાની પાસે રાખી ઉછેર્યો હતો મરાઠી રાજ્યની અંતઃસ્થિતિથી તે પૂરો વાકેફ હતો. તારાબાઈ તેમજ અન્ય મરાઠા સરદારોની તેને સંપૂર્ણ માહીતી હતી. મરાઠાઓથી પોતાને ઘેરાએલો જોતાંજ શાહુની મારફતે પત્ર લખાવી મરાઠાઓમાં કુસંપનું બીજ વાવવાનો દાવ અજમાવી જોવાનો તેણે વિચાર પણ કર્યો હતો પણ મરાઠાઓ એની યુક્તિથી ફસાય એવા ભોળા ન હોવાથી તેની યુક્તિ નિષ્ફળ ગઈ હતી. છતાં ઔરંગઝેબના મરણ બાદ જુલ્ફીકરખાંએ આઝીમશાહના હાથે શાહુનો છુટકારો કરાવી ઔરંગઝેબનો હેતુ પૂર્ણ કર્યો, ઈ. સ. ૧૭૦૭.

શાહુનો છુટકારો થતાંજ તેને મરાઠાઓના રાજા તરીકે સ્વીકારવામાં આવ્યો અને આ પ્રમાણે ૨૦ વર્ષની લડાઈની નેમ મરાઠા સરદારોની દેશભકિતથી પાર પડી; પરંતુ જે દેશાભિમાનનો જુસ્સો મરાઠાઓમાં વ્યાપી રહ્યો હતો તેણે વ્યકિતગત સ્વાર્થનું રૂપ પકડયું અને કેટલાંક વર્ષ સુધી મહારાષ્ટ્રમાં અંધાધુંધી ચાલી રહી. શાહુની ગેરહાજરીમાં રાજારામના મરણ બાદ તેની વિધવા તારાબાઇએ પોતાના પુત્ર શિવાજીના નામે રાજ્યકારભાર કરવા માંડયો હતો અને હિંદુસ્ત્રીઓમાં જે એક પ્રકારનું નૈસર્ગિક વ્યવહારચાતુર્ય હોય છે તે પ્રમાણે અત્યંત દક્ષતાથી તેણે રાજ્ય અમલ ચલાવ્યો હતો. પરંતુ શાહુના આવતાં મહારાષ્ટ્રમાં બે પક્ષ ઉભાં થયા; એક શાહુનો પક્ષ અને બીજો તારાબાઇ અને તેના પુત્રનો પક્ષ.

પોતાના છુટકારા પછી પણ શાહુએ મુગલ બાદશાહ સાથે મિત્રતા રાખી અને બાદશાહની મદદથી જ મરાઠા સરદાર અને તારાબાઇ સાથેના ઝગડામાં એનો નીભાવ થયો. આઝમશાહ માર્યો જતાં બહાદુરશાહે શાહુને મદદ માટે લખ્યું અને શાહુએ પણ બાદશાહ બહાદુરશાહના લખવા પ્રમાણે મદદ મોકલી મિત્રતા જાળવી રાખી.

તારાબાઇ જબરી કારસ્થાની બાઇ હતી અને એનાથી દૂર રહેવાના કારણેજ શાહુએ પોતાની રાજધાની સતારેથી બદલી અહમદનગરમાં સ્થાપવાનો વિચાર કર્યો; પણ એવું મહત્ત્વનું સ્થળ શાહુની રાજધાની થાય તે જુલ્ફીકરખાંને પસંદ ન આવવાથી એ વિચાર બંધ પડયો. દરમીઆન તારાબાઇના પક્ષમાં પાનાજી સેનાપતિ હતો તે શાહુ સાથે લડવાને આવ્યો પણ શાહુનો પક્ષ તેને ન્યાયી જણાતાં તારાબાઇનો પક્ષ છોડી તે શાહુના પક્ષમાં જોડાયો.

## શાહુ અને તારાબાઈની ખટપટ

શાહુ અને તારાબાઈ પોતપોતાનો પક્ષ સબળ કરવાને ખટપટ કરી રહ્યાં હતાં. એક બીજાના સરદારોને ફોડવા એ બન્નેનું મુખ્ય કામ

થઈ પડયું હતું. શાહુ સતારે હોય ત્યારે તારાબાઈ કોલ્હાપુર જઇ બળવો જગાડે અને શાહુ કોલ્હાપુર આવે ત્યારે સતારે જઇ ગડબડ મચાવે. આ પ્રમાણે કરવા કરતાં બન્નેએ મળી પોતાની શક્તિનો ઉપયોગ રાષ્ટ્રકાર્ય તરફ કર્યો હોત તો અખિલ ભારત ઉપર સામ્રાજ્ય ભોગવી શકે એવી મહારાષ્ટ્રની તે વખતની શક્તિ અને હિંદની એવી પરિસ્થિતિ હતી.

બે ત્રણ વર્ષ એ પ્રમાણે ચાલ્યા પછી કોલ્હાપુરમાં તારાબાઈ અને સતારામાં શાહુ ઠરીને રહેવા લાગ્યાં અને તીવ્ર દ્વેષભાવ થોડા વખત માટે બંધ પડયો. આગળ જતાં તારાબાઇના સાવકા પુત્ર સંભાજીએ તારાબાઇને કેદ કરી શિવાજીને (તારાબાઇના પુત્રને) ગાદી પરથી ઉઠાડી પોતે ગાદી લીધી. આ કાર્યમાં શાહુની પણ અંદરખાને મદદ હતી અને એમ થતાં શાહુનો પક્ષ સબળ થવા લાગ્યો. આ રીતે શાહુનો પક્ષ સબળ કરવામાં બાલાજી વિશ્વનાથે અત્યંત અગત્યનો ભાગ ભજવ્યો હતો. મરાઠા સરદારોની માંહોમાંહેની ફાટફુટથી મહાન શિવાજીની રચેલી બાજી ઊંધી વળી જવાના ચિહ્નો દેખાતાં હતાં. ધનાજી સેનાપતિ પછી એનું પદ એના પુત્ર ચંદ્રસેનને આપવામાં આવ્યું હતું; પણ તે અવિચારી અને સ્વચ્છંદી હોવાથી મુગલોના પક્ષમાં જઇ ભરાયો. ખંડેરાવ ડાભાડે, પરશોજી ભોંસલે વગેરે મોટા મોટા સરદારો પોતપોતા માટે સ્વતંત્ર મુલક જીતવાની ખટપટ કરતા હતા. સરદારો બન્ને પક્ષમાં વહેંચાઇ ગયા હતા. શાહુ મુગલ દરબારના એશઆરામથી મોજીલો બની ગયો હતો. અને જો કે એ પોતે શૂરો હતો છતાં શિવાજીના જેવી કાર્યશક્તિ એનામાં ન હતી, કે ન હતો તેનામાં એ વીર પુરુષનો તેજસ્વી જુસ્સો. મુગલોના હાથમાં હજી મરાઠી રાજ્યનો કેટલોક મુલક રહ્યો હતો. આવા સંજોગોમાં બાલાજી વિશ્વનાથ જેવો કર્મવીર પુરુષ નીકળી આવ્યો અને તેના રાજ્ય પટુત્વથી તારાબાઇની નેમ ઊંધી વળી. શાહુનો પક્ષ સબળ બન્યો. આટલું કર્યા પછી મરાઠા સરદારોને પરિસ્થિતિનું એણે યથાર્થ ભાન કરાવ્યું; અને શિવાજી મહારાજના ઉચ્ચ આશયો પાર પાડવા તરફ

તેમને સમજાવ્યા; અને એ પ્રમાણે મરાઠા સરદારોની શિથિલ થએલી સ્વદેશભકિતને જાગૃત કરી પોતાનું ધાર્યું પાર પાડયું અને મુગલ દરબારમાં શાહુનો માનમરતબો વધારી મુગલ બાદશાહ પણ શાહુની મદદની અપેક્ષા રાખતા થાય એવું કર્યું.

# ૨

# બાલાજી વિશ્વનાથ પહેલો પેશ્વા

## ઈ. સ. ૧૭૧૪ થી ૧૭૨૦

### બાલાજીની પૂર્વસ્થિતિ

પશ્ચિમ કિનારાપર આવેલા શ્રીવર્ધન ગામમાં બાલાજી વિશ્વનાથ ભટ્ટનું કુટુમ્બ રહેતું હતું. શ્રીવર્ધન હબશી સંસ્થાનમાં આવેલું હોવાથી ત્યાં બ્રાહ્મણોને અતિશય ત્રાસકરતો હતો. બાલાજીના બંધુ જાનોજીને કાંઇ શક ઉપરથી કોથળામાં ઘાલી સમુદ્રમાં ડુબાડી દેવામાં આવ્યો હતો. આવા કારણોથી બાલાજીએ દેશાંતર કરી સુરક્ષિત ઠેકાણે વસવાનો વિચાર કર્યો. કોકણમાંથી આવેલો એક સામાન્ય કારકુન પેશ્વાના મહાન પદને દૈવવશાત્ મેળવવા ભાગ્યશાળી થયો એમ કેટલાક લખે છે પણ પેશ્વાપદ મેળવતાં પહેલાં કારકુનથી તે સરસુબા સુધીની નાની મોટી ઘણી જોખમદારીની નોકરીકરી એણે રાજ્યકારભારનો સંપૂર્ણ અનુભવ મેળવ્યો હતો. એ પદવી મળી તે પહેલાં અનેકવાર એણે પોતાનું બુદ્ધિસામર્થ્ય બતાવી આપ્યું હતું; અને ઔરંગઝેબના દરબારમાં શાહુ હતો ત્યારથીજ અનેક કારણોને લીધે બાલાજી શાહુને જાણતો થયો હતો, લાંબા અનુભવ પછી પોતાની અક્કલ હોશિયારીનો પ્રભાવ દેખાડી, લશ્કર જમાવી, શાહુ છૂટી આવ્યો ત્યારે એને ગાદી મેળવવામાં મદદ કરી; અને તારાબાઈ સાથેની ખટપટમાં શાહુનો પક્ષ બળવાન કર્યો ત્યારેજ એને પેશ્વાપદ શાહુએ ખુશ થઇ આપ્યું હતું—નહિ કે સાધારણ માણસનું નશીબ એકદમ

કેટલાક ધારે છે તેમ એકાએક ખુલી ગયું. પેશ્વા થયો ત્યારે તે ૫૩ વર્ષની પાકટ ઉંમરનો હતો એ ખાસ ધ્યાનમાં રાખવાનું છે.

આ વખતે નિઝામ ઉલ મુલ્ક દક્ષિણનો સૂબેદાર હતો અને એનો વિચાર મરાઠા રાજ્યમાં ફાટફુટ પડાવી મરાઠી રાજ્યને છિન્નભિન્ન કરી નાખવાનો હતો. શાહુના એક બે મોટા સરદારોને ફોડીને પોતાના પક્ષમાં અને આશ્રયમાં રાખ્યા પણ હતા. આવી કઢંગી સ્થિતિમાંજ બાલાજીએ બાહોશીથી શાહુના પક્ષને બળવાન બનાવ્યો. એજ અરસામાં દિલ્હીમાં સૈયદભાઇઓની કારકીર્દી સ્થપાઇ હતી અને તેથી નિઝામ ઉલ મુલ્કને દિલ્હી જવું પડ્યું. નિઝામનું દક્ષિણમાંથી જવું બાલાજીને અત્યંત ફાયદાકારક થઇ પડ્યું; નહિ તો મરાઠી રાજ્યની તે વખતની સ્થિતિ જોતાં–એ ગમે તેવો બાહોશ હોવા છતાં–નિઝામ ઉલ મુલ્ક કદાચ એને ભારે પડત એવો સંભવ હતો.

બાલાજીનો વિચાર માંહોમાંહેની લડાઇમાંથી મરાઠાઓનું ચિત્ત ખસેડી લઈ બહાર ચાલી રહેલી કાર્યઘટનામાં રોકવું એવો હતો; અને એ સંધિ એને તરત મળી પણ ગઈ. રજપૂતો સાથે એને મૈત્રી થઈ અને તેના પરિણામે મરાઠાઓનો પ્રવેશ રજપૂતાનામાં થયો. એજ અરસામાં સૈયદ હુસેન દક્ષિણમાં સૂબો હતો તેની સાથે લડાઇ થઇ અને એમાં સૈયદનો પરાજય થતાં બાદશાહ સાથે સૈયદ મારફતે કરાર થયા. એ કરાર પ્રમાણે મરાઠાઓનો બધા જીતેલા મુલકમાં ચોથ તથા સરદેશમુખીનો હકક કાયમ કરવામાં આવ્યો અને તેના બદલામાં બાદશાહને મરાઠાઓએ જરૂરના પ્રસંગે મદદ કરવી એવો ઠરાવ થયો; પરંતુ એ કરાર પર સહી કરવા બાદશાહ પાસે કાગળો મોકલવામાં આવ્યા ત્યારે તેણે ના પાડી. પણ મરાઠાઓનો સિતારો આ વખતે ચઢીઆતો હતો. દિલ્હીમાં ગડબડ મચી રહી હતી અને સૈયદ થયેલા કરાર પ્રમાણે મરાઠા લશ્કરને મદદે લઈ દિલ્હી જવા નીકળ્યો. આખરે બાદશાહ સૈયદ બંધુઓના હાથે પદ ભ્રષ્ટ થયો અને તેઓએ ફરોખશીરને ગાદીએ બેસાડયો. મરાઠાઓને કરાર

પ્રમાણે ચોથ તથા સરદેશમુખીના હકકો આપવામાં આવ્યા અને શાહુના કુટુમ્બને મુગલ દરબારમાંથી છૂટું કરવામાં આવ્યું.

બાલાજીની હોશિયારીથી શાહુ હવે તદ્દન સ્વતંત્ર રાજા કહેવાવા લાગ્યો; અને આ પ્રમાણે પોતાનું ધાર્યું મુગલ શહેનશાહ પાસે કરાવી બાલાજી સતારે પાછો આવ્યો, ઈ. સ. ૧૭૧૯. સતારે આવ્યા પછી બાલાજીએ સનંદની અંદર આપેલા હકકની ગોઠવણ કરી ઈ. સ. ૧૭૨૦ માં મૃત્યુ પામ્યો.

## બાલાજી વિશ્વનાથની યોગ્યતા

શાહુ છત્રપતિની સેવા એકનિષ્ઠાથી કરી પોતાના અગાધ બુદ્ધિ-બળનો બધાને પરિચય કરાવી અને મહારાજની કૃપા સંપાદન કરી બાલાજીએ પ્રધાનપદ મેળવ્યું હતું. શત્રુને હંફાવી શાહુના રાજ્યનો

---

**ચોથઃ**–કોઈ પણ પરરાજ્ય એકદમ ન જીતાતાં ધીમેધીમે તેના ઉપર જીત મળે છે. આવા રાજ્ય ઉપર કર બેસાડવાની નવી યુક્તિ શોધી કાઢી. એકંદર રાજ્યની આવકનો ચોથો ભાગ આવાં રાજ્યોએ શિવાજીને આપવો અને તેના બદલામાં શિવાજીએ લશ્કર રાખી તે રાજ્યનો તેઓના શત્રુઓથી બચાવ કરવો એ ચોથનો મુખ્ય અર્થ છે.

વેલેસ્લીએ જે સહાય્યકારક યોજના દાખલ કરી હતી તેને મળતીજ આ વ્યવસ્થા છે; પણ જે પ્રમાણે અંગ્રેજો કરાર પ્રમાણે તે રાજ્યનું રક્ષણ કરી શકયા તે પ્રમાણે મરાઠાઓ આગળ જતાં કરી શકયા નહિ. જે પ્રમાણે આગળ જતાં સહાય્યકારક યોજનાને લીધે હિન્દુસ્તાનનાં બધાં દેશી રાજ્યો અંગ્રેજના તાબામાં આવી ગયાં તેજ પ્રમાણે બધાં રાજ્યો એક પછી એક મરાઠી રાજ્યના તાબામાં આવત એવો સંભવ હતો; પરંતુ પૈસા, લશ્કર, અને સંપના અભાવે મરાઠા મંડળે એ તક હાથમાંથી ગુમાવી અને આગળ જતાં તેમનેજ અંગ્રેજોની ચોથ જેવી યોજના સ્વીકારી પરાધીનતા ભોગવવાનો પ્રસંગ આવ્યો.

**સરદેશમુખીઃ**–કોઇ પ્રાંતની જમીન મહેસુલ એકઠી કરી સરકારી તીજોરીમાં જમા કરાવવી અને તે પ્રાંતનો બંદોબસ્ત કરવો એ હકકને સરદેશમુખીનું નામ આપવામાં આવ્યું છે.

બંદોબસ્ત કર્યો. મરાઠાઓને નવીન કાર્યની દિશા બતાવી અને મરાઠી-સામ્રાજ્યનો પાયો મજબૂત કર્યો. અંદર અંદરના કલહાગ્નિમાં નાશ થવાની અણીપર આવેલા મરાઠાઓને ઉત્તર હિંદમાં મુલક જીતી રાજ્ય-સંપાદન કરવાની લાલચ દેખાડી તે રસ્તે તેમને દોર્યા. આમ કરી એણે શિવાજી મહારાજની ચણેલી ઇમારત જે ડગમગવા માંડી હતી તેને સ્થિર કરી એજ એની સૌથી શ્રેષ્ઠ યોગ્યતા પુરવાર કરે છે.

## પ્રકરણ ૩ જું

## પેશ્વાઇ સત્તાની ચઢતી કળા

### બાજીરાવ ૧ લો, બીજો પેશ્વા; ૧૭૨૦ થી ૧૭૪૦

બાજીરાવનો જન્મ ૧૬૯૮ માં થયો હતો. નાનપણથીજ પિતાની સાથે રહી નાની મોટી અનેક લડાઈ વખતે હાજર રહી પિતાની રાજ્ય-નીતિનો અભ્યાસ અને અનુભવ ઘણી સારી રીતે મેળવ્યો હતો. તેનું નાનપણ જગતના અનેક વ્યવહારમાં અને અનેક અડચણોના પ્રસંગોમાં પસાર થયું હતું. એકંદરે જીવનભર તેણે આરામ અથવા સ્વસ્થતતા ભાગ્યેજ ભોગવ્યાં હતાં. સૈયદ સાથે થયેલા કરાર પ્રમાણે લશ્કરની મદદ મોકલવાનો પ્રસંગ ઉપસ્થિત થતાં બાલાજી વિશ્વનાથે પોતાના એ બાહોશ પુત્રને સૈયદની મદદે મોકલાવી અનેકવાર એને પોતાની બુદ્ધિનો ઉપયોગ કરવાની તક આપી હતી. અને આવા આવા પ્રસંગોએ પોતાની હોશિયારી અને રાજ્યનીતિનું જે અગાધ જ્ઞાન એણે બતાવ્યું તે શાહુ છત્રપતિના ધ્યાનમાં આવ્યા સિવાય રહ્યું નહિ. એનું પરિણામ એ આવ્યું કે શાહુને એના માટે એવો સારો અભિપ્રાય બંધાયો કે બાલાજીના

અવસાન થતાં માત્ર પંદરજ દિવસમાં એ યુવાન વયના બાજીરાવને પોતાનો મુખ્ય પ્રધાન (પેશ્વા) બનાવ્યો, ઈ. સ. ૧૭૨૦.

શરૂઆતમાં બાજીરાવ વયે અત્યંત યુવાન હોવાથી એનું વજન નાના મોટા સરદારો ઉપર અને શાહુના બીજા પ્રધાનો પર પડતું ન હતું. રાજ્યકારભારમાં જેઓએ પોતાનું આખું જીવન વ્યતિત કરેલું એવા પ્રધાન અને સરદારોને આ નાનો છોકરો પોતાને શું શિખવવાનો હતો એવું લાગતું; પરંતુ ધીમે ધીમે એણે એમને પોતાના હુકમને માન આપતા કરવાનાં પગલાં ભરવા માંડયાં.

એજ અરસામાં મુગલ શહેનશાહતમાં અવ્યવસ્થા જાગી અને સૈયદબંધુઓ જે અત્યાર સુધી સર્વોપરી સત્તા ભોગવતા હતા અને મરજીમાં આવે તેને રાજ્યાસન પર બેસાડે અને ઉઠાડે એટલા બળવાન હતા તેમનો નાશ થયો. એ સૈયદભાઈઓની સત્તા પડી ભાંગતાં નિઝામ પોતાનો પાસો ચઢતો અનુભવવા લાગ્યો અને તેણે માળવા અને દક્ષિણ તથા ગુજરાતની સુબાગીરી પોતાના માટે કાયમ કરાવી અત્યંત બળવાન બન્યો. આ બધી ખટપટમાં ચોથ સરદેશમુખી વગેરેની વ્યવસ્થા કરવામાં અને બધા સરદારો અને પ્રધાનો પર પોતાનો દાબ બેસાડવામાં બાજીરાવના ૨૦ વર્ષ ગયાં. અષ્ટપ્રધાનની ગોઠવણ અને જુદાજુદા સરદારોના હાથમાં સૈન્યની વ્યવસ્થતા ઉલટી પોતાના રાજ્યકારભારમાં અડચણકારક થઈ પડવા લાગી. અને એને સતારાથી દૂરને દૂર રહેવું પડતું ત્યારે પ્રતિનિધિ વગેરે કેટલાક સરદારો શાહુ પાસે સતારે રહી એના આરંભેલાં કાર્યમાં નકામાં વિઘ્નો ઉપસ્થિત કર્યા કરતા અને ઘણીવાર એને મહત્ત્વનાં કામો પડતાં મૂકી શાહુ પાસે સતારે જઈ પોતાનાં કાર્યનો ખુલાસો કરવાની જરૂર પડતી.

એની કારકીર્દીમાં એણે જે મહત્ત્વનું પગલું ભર્યું તે એકે બચ-વાનો માર્ગ અવલંબીને સ્વસ્થ બેસી રહેવા કરતાં શત્રુની સામે જઈ તેને આવતો અટકાવવો. એ કારણથી તેણે માળવામાં રહી શત્રુને તેનાજ

પ્રદેશમાં ત્રાસ આપવાનું ચાલું રાખ્યું કે જેથી દક્ષિણમાં આવી મરાઠી સલ્તનતને એ કોઈપણ જાતનો ઉપદ્રવ કરી શકે નહિ.

આ નવીન પદ્ધતિ માટે શાહુના દરબારમાં ઘણોજ ઉહાપોહ શરૂ થયો પણ આખરે વખત જતાં એનીજ પદ્ધતિનો સ્વીકાર કરવો પડયો. બાજીરાવનામાં નવીન ઘટનાઓ રચવાનું બુદ્ધિસામર્થ્ય અને એ રચેલી યુકિતઓ અમલમાં મૂકવાનું મનોધૈર્ય અને બાહુબળ હતાં.

બાજીરાવનાં શરૂઆતનાં સાતઆઠ વર્ષો નિઝામનાં કારસ્થાનોનો નાશ કરવામાં રોકાયાં. મરાઠાઓને ચોથ અને સરદેશમુખી ઉઘરાવવા ફાવે તે ઠેકાણે ફરી વળતા અટકાવવાના વિચારથી નિઝામે શાહુને કેટલોક પ્રદેશ કાયમનો આપી મરાઠાઓની પ્રવૃત્તિ ઉપર અંકુશ મૂકવા જણાવ્યું. પ્રતિનિધિ વગેરેની સલાહથી શાહુએ બાજીરાવ સખ્ત વિરૂધ્ધ હોવા છતાં એ સુચના કબુલ રાખી, અને એમ કરી મરાઠી રાજ્યની સરહદ ઉપર નિઝામ સારા બંદોબસ્ત સાથે રહી શકે એવો એનો રસ્તો સુલભ કરી આપ્યો.

નિઝામ ઘણો કાવાબાજ હતો. તેણે આ પ્રમાણે શાહુ પાસે કબુલ કરાવી પૂરતો બંદોબસ્ત મરાઠી સરહદપર રાખી, મરાઠી રાજ્યમાં ફાટફુટ પડાવવાનો માર્ગ લીધો. કોલ્હાપુરના સંભાજીને ઉશ્કેરી શાહુના ચોથ અને સરદેશમુખી સંબંધી હકક માટે તકરાર ઉભી કરાવી. અને જ્યાં સુધી એ તકરારનો નિકાલ ન આવે ત્યાં સુધી પોતે ચોથ વગેરે કોઇને પણ નહિ આપશે એમ શાહુને જણાવ્યું. તે ઉપરાંત એ તકરારનો નીવેડો લાવવાનું કાર્ય એને સોંપવું એવી શાહુ પાસે માગણી કરી.

આ પ્રસંગ આવતાં શાહુને પોતાની ભૂલ સમજાઇ અને નિઝામ તેને રમાડી ગયો એનું હવે ભાન થયું. તરતજ તેણે બાજીરાવને નિઝામને ઠેકાણે લાવવા હુકમ કર્યો. હુકમ મળતાંજ બાજીરાવે પોતાનું યુદ્ધચાતુર્ય બતાવવા માંડયું. ઠેકઠેકાણે શત્રુને એવા તો પેચમાં સપડાવતો ચાલ્યો કે નિઝામને પોતે ભરેલું પગલું હવે ભારે પડવા લાગ્યું. અને આખરે

બાજીરાવ આગળ તેનું કાંઈ ન ચાલવાથી તહ કરવાની ફરજ પડી. એ પ્રમાણે બાજીરાવે પોતાના શત્રુ અને મિત્ર બધા ઉપર પોતાની છાપ બેસાડી; અને અત્યાર સુધી જે સરદારો અને પ્રધાનો એને બાળક જેવો ગણી એનાં કાર્યની અવગણના કરતા તે પણ તેના તેજથી અંજાઈ એની આગળ પોતાનાં માથાં નીચાં નમાવવા લાગ્યા.

## સેનાપતિ દાભાડે સાથે બાજીરાવની તકરાર

ગુજરાતની ચોથ વગેરે ઉઘરાવવાનો હક્ક દાભાડે સેનાપતિનો હતો. બાજીરાવે મુગલોને હરાવી ગુજરાતમાંથી ચોથ વગેરે ઉઘરાવી. આથી દાભાડેને પોતાના હક્ક ઉપર તરાપ આવેલી જોતાં ખોટું લાગ્યું અને તે ઉપરથી બાજીરાવ વિરૂદ્ધ નિઝામ સાથે છુપી મસલત કરવા લાગ્યો. તેને સમજાવી શાહુ પાસે લઈ આવવો એ ઈરાદાથી બાજીરાવ તેની પાસે ગયો પણ દાભાડે સામે થયો. લડાઈ થતાં દાભાડેનો એ લડાઇમાં અંત આવ્યો.

બાજીરાવે ત્યાર પછી પોર્ચુગીઝ લોકોને હરાવી કોંકણ પ્રાંત મરાઠીરાજ્ય સાથે જોડી દીધો.

## જંજીરા ઉપર ચઢાઈ

જંજીરાનો હબશી હિંદુઓને અત્યંત ત્રાસ આપતો હોવાથી તેના ઉપર બાજીરાવે ચઢાઈ કરી. પણ મોટામોટા મરાઠાઓ એક બીજાની અદેખાઇ કરતા હોવાથી ધાર્યા જેવો ફાયદો એ ચઢાઇથી થયો નહિ. આ ઉપરથી થોડોક પ્રાંત સર કરી હબશી સાથે સલાહ કરી બાજીરાવ પાછો ફર્યો.

## વસઇનો કિલ્લો સર કર્યો

પોર્ચુગીઝ લોકોના હાથમાં સાષ્ટી તથા વસઇ વગેરે સ્થળો હોઇ તેઓ ઘણાજ અભિમાની બન્યા હતા. હિંદુ ઉપર તેઓ એવો ત્રાસ ગુજારતા હતા કે તેમને ધર્મકાર્ય વગેરે પણ જાહેરમાં કરવા દેતા નહિ. એમની ફરિયાદ બાજીરાવ આગળ આવતાં ચીમનાજી આપાને બાજીરાવે

લશ્કર આપી રવાને કર્યો; અને એ વીર પુરુષે આખો કિનારો સર કરી ઘણીજ બહાદુરીથી અને દૃઢતાથી લડી પોર્ચુગીઝનો મદ ઉતાર્યો અને તેમને તોબા પોકરાવી શરણે આવવા ફરજ પાડી. પોતાનાં હથિયાર વગેરે કરાર પ્રમાણે સોંપી કિલ્લો મરાઠાઓને સોંપી પોર્ચુગીઝો ગોવે ગયા અને તેમને સહિસલામત રીતે ત્યાં જવામાં થયેલા તહ પ્રમાણે મરાઠાઓએ પૂરતી સગવડ કરી આપી.

## બાજીરાવની દિલ્હી ઉપર ચઢાઇ, ઈ. સ. ૧૭૩૨

આ બધી લડાઇમાં બાજીરાવને કર્જના ભારે બોજામાં આવવું પડ્યું. તેણે બાદશાહ પાસે બાદશાહી મુલકમાંથી ચોથ અને સરદેશમુખીની માગણી કરી. બાદશાહે નિઝામ વગેરેને મદદમાં બોલાવી મરાઠા ઉપર ચઢાઈ કરી. એ લડાઈમાં બાજીરાવે બાદશાહી લશ્કરને હરાવી ચોથ વગેરેનો હક્ક કાયમ કરાવ્યો. ભોપાળ આગળ નિઝામને ઘેરી એવી તો રીતે તેને સપડાવ્યો કે તેને તહ કરવાની ફરજ પડી. અને માળવા વગેરે પ્રાંતો બાજીરાવને અપાવવાની કબુલત આપી. મુગલ શહેનશાહ સાથે છેલ્લી સુલેહ ૧૭૩૮માં થઈ. ગ્વાલિયર, ઉજ્જન, માંડુ વગેરે પ્રાંતો મરાઠાઓને કાયમનાં મળ્યાં.

## મરાઠી રાજ્યનો ફેલાવો અને એનાં સંસ્થાનો

બાજીરાવ અત્યંત બાહોશીથી રાજ્યકારભાર ચલાવી રહ્યો હતો; અને મોજીલા શાહુએ બધો ભાર તેના ઉપર નાખી બધી સત્તા તેનેજ સોંપી દીધી.

બાજીરાવે લશ્કર વગેરેની એવી સરસ રચના કરી કે હવે મરાઠા લશ્કર વ્યવસ્થિતપણે શત્રુઓની સામે ટક્કર ઝીલવા સમર્થ થવા લાગ્યું. પરંતુ રાજ્યનો વિસ્તાર એટલો તો ઝપાટાબંધ થતો જતો હતો કે એકજ વ્યક્તિના હાથમાં લાંબો વખત રાજ્યતંત્ર રાખવું કઠણ થઈ પડયું. એજ કારણથી ઈ. સ. ૧૭૩૨માં ગાયકવાડ કુટુંબે વડોદરા શહેર તાબામાં લઈ ધીમે ધીમે આખો ગુજરાત પ્રદેશ તેમના રાજ્ય નીચે આણ્યો.

એજ અરસામાં ઈંદોરમાં હોલ્કરે પોતાની ગાદી સ્થાપી માળવાના દક્ષિણ ભાગમાં રાજ્ય સ્થાપ્યું; અને સિંધિયાએ ઉત્તર માળવા, ગ્વાલીઅર, અને લગભગ ચંબલ નદી સુધીના પ્રદેશ પર પોતાનો રાજ્ય અમલ બેસાડ્યો. વરાડ અને હાલના મધ્ય હિંદુસ્થાનના નામથી ઓળખાતા પ્રદેશ પર રઘુજી ભોંસલેએ પોતાને માટે રાજ્ય સ્થાપ્યું. એ પ્રમાણે બાજીરાવના વખતમાં વડોદરામાં ગાયકવાડ, ગ્વાલીઅરમાં સિંધિયા, ઈંદોરમાં હોલ્કર અને નાગપુરમાં ભોંસલે પોતપોતાનું સ્વતંત્ર રાજ્ય સ્થાપી રહેવા લાગ્યા; પરંતુ પેશ્વાને એટલે સતારાની ગાદીને તેઓ મુખ્ય સત્તા તરીકે ગણી તેના અંકિત પોતાને ગણાવવા લાગ્યા.

## નાદીરશાહની સ્વારી, ઈ. સ. ૧૭૩૯

૧૭૩૯માં નાદીરશાહે દિલ્હી પર ચઢાઇ કરી કેવો કાળો કેર વર્તાવ્યો એ આગલા ભાગમાં સવિસ્તર આવી ગયું છે. નાદીરશાહના જવા પછી બાજીરાવે મહમુદશાહને નજરાણું મોકલ્યું અને બાદશાહે પૂર્વે કરેલા કરારો કાયમ હોવાનું ફરમાન લખી મોકલ્યું. નિઝામનો પુત્ર નાસીરજંગ જે આ વખતે દક્ષિણમાં નિઝામના રાજ્યની વ્યવસ્થા રાખતો હતો તેણે બાદશાહી હુકમ પ્રમાણે બાજીરાવને મુલક આપવાની ના પાડતાં બાજીરાવે તેના ઉપર ચઢાઇ કરી નાસીરજંગને સખ્ત હાર આપી નિઝામ પાસેથી મુલક મેળવ્યો. એ પછી પાછા ફરતાં નર્મદા કિનારે રાવેર આગળ ૧૭૪૦માં બાજીરાવે દેહ મૂક્યો.

## બાજીરાવનું ચારિત્ર્ય

નાનપણથીજ રાજ્યનીતિ તથા ખટપટનો પરિચયી અને અભ્યાસી તેમજ લશ્કરી છાવણીમાંજ જેણે સર્વસ્વ જીવન વિતાડેલું એવો બાજીરાવ એક વિચક્ષણ અને બાહોશ પુરુષ હતો. લશ્કરી તથા મુલ્કીખાતું ચલાવવાને જોઇતું જ્ઞાન એનામાં હતું. એજ જોઈ શકયો કે લુંટફાટ કરવાને અને સાહસ ખેડવાને જે લશ્કર પ્રવીણ હોય તેને ઘરને આંગણે વશ કરવું અત્યંત કઠણ છે. અને એની દીર્ઘદૃષ્ટિ એવી હતી

કે મરાઠી રાજ્યની આંતરિક વ્યવસ્થાને જરા પણ ધક્કો શત્રુ ન પહોંચાડે એમ કરવું હોય તો બચાવ પક્ષ ધારણ કરવા કરતાં આક્રમણનો પક્ષ સ્વીકારવો એ શ્રેયસ્કર છે એમ એ જોઇ શક્યો હતો. સ્વભાવે હોંશીલો તથા નિષ્કપટી હતો. થાક અને ભય એનાથી દૂર નાસતાં અને જઠરાગ્નિનો એવો પ્રબળ હતો કે ચાલતાં ચાલતાં કાચાને કાચા કણસલા તોડી હથેળીમાં મસળી ખાઇ જતો ને પચાવતો. મરાઠાઓમાં જે બુદ્ધિશાળી રાજ્યનીતિજ્ઞ પુરુષો થઇ ગયા છે તેમાં શિવાજી પછી બીજે નંબરે બાજીરાવજ આવે છે.

# પ્રકરણ–૪ થું

# પેશ્વાઇ સત્તાનો મધ્યાહ્ન

## ૧

## બાલાજી બાજીરાવ, ૩ જો પેશ્વા; ૧૭૪૦ થી ૧૭૬૧

બાજીરાવ નર્મદા કાંઠે ઇ. સ. ૧૭૪૦માં મરણ પામતાં તેનો જ્યેષ્ઠ પુત્ર બાલાજીરાવ અથવા જે નાના સાહેબના નામથી ઇતિહાસમાં પ્રસિદ્ધ છે તે પેશ્વાપદ પર આવ્યો, ઈ. સ. ૧૭૪૦. નાના સાહેબનો જન્મ ૧૭૨૧માં થયો હતો.પિતાની માફક નાનપણથીજ સતારા વગેરે ઠેકાણે સ્વારી વખતે અનેક પ્રસંગે હાજર રહતો. શાહુ છત્રપતિ પાસે નાનપણથીજ તે સતારે રહ્યો હોવાથી રાજકારણ સંબંધી તેને જ્ઞાન દરબારમાં મળતુંજ હતું. પેશ્વાપદ ઉપર આવ્યો ત્યારે એની ઉમર ૧૯ વર્ષની હતી. અને આવી ન્હાની વયે આવી જોખમદારી શિરપર લઇ રાજ્યધુરા બરાબર હાંકી

ફરતાં અને લાગ આવ્યે લૂંટફાટ ચલાવતાં હતાં અને વખતે પેશ્વા, સિંધિયા, અને બીજા રાજાઓને પણ અવારનવાર ત્રાસ આપતા તે પીંઢારાઓનો નાશ કરવા પોતે લશ્કર તૈયાર કરે છે એવા બહાના હેઠળ પેશ્વાએ લડાઇની તૈયારી કરવા માંડી. દશરાના દિવસે રિવાજ પ્રમાણે મેદાનમાં લશ્કર એકઠું થવા લાગ્યું અને એલ્ફિન્સ્ટન તે વખતે ત્યાં હાજર હતો. પેશ્વાના લશ્કરે તેને અપમાન પહોંચે એવું વર્તન રાખવા માડયું. એલ્ફિન્સ્ટન ચેતી ગયો અને પોતાની છાવણી ખસેડી ખડકી આગળ નાખી. આ ફેરફાર માટે પેશ્વાએ તપી જઇ ખુલાસો માગ્યો અને થોડાજ સમયમાં તેનું લશ્કર ખડકી તરફ વધવા લાગ્યું. બન્ને લશ્કર વચ્ચે સખત ઝપાઝપી થઈ. એટલામાં મુંબઇથી મદદ માટે નીકળેલી લશ્કરી ટુકડી આવી પહોંચી અને પેશ્વા જે પર્વતોની ટેકરી ઉપર બેસી લડાઇનો મામલો નીરખી રહ્યો હતો તે પોતાનું લશ્કર હારી ગયેલું જોઇ પુરંદર તરફ નાઠો. ત્યાંથી સતારે જઇ શિવાજીના વંશજને ત્યાં મળ્યો; અને તેની સાથે મસલત કરી તેને પોતાના કબજામાં લઈ અંગ્રેજો વિરૂદ્ધ તેને પણ લડાઈ કરવા ઉશ્કેર્યો. ત્યાંથી પાછો ફરી તેણે સ્મિથને હરાવ્યો અને ત્યાર પછી ત્ર્યંબકજી જે આ બધી ધાલમેલનું મૂળ કારણ હતો તેને મળ્યો.

એ પ્રમાણે જ્યારે પેશ્વા ખટપટ ચલાવી રહ્યો હતો તેજ વખતે નાગપુરમાં રઘુજી ભોંસલેના પુત્રનું મરણ થતાં આપા સાહેબ જે રાજ્યકારભાર ચલાવતો હતો અને જેની સંસપોશીથીજ તે બાળરાજાનું ખુન થયું એમ મનાય છે તે, અંગ્રેજોની સહાયથી ગાદી પર આવ્યો હતો. શરૂઆતમાં તો આપા સાહેબે અંગ્રેજો સાથે મૈત્રી રાખી. અંગ્રેજો તેનો શત્રુઓથી બચાવ કરે અને તેના બદલામાં અંગ્રેજી લશ્કરનો ખર્ચ આપવા તે કબુલ થયો હતો.

પરંતુ પાછળથી પોતાનો પગ જરા સ્થિર થતાં પેશ્વા સાથે તે પત્રવ્યવહાર કરવા લાગ્યો; અને પેશ્વાની તરફથી તેને મુખ્ય સેનાપતિનો

હોદ્દો આપવામાં આવ્યો. તેણે પણ પેશ્વા જેવું પીંઢારાનું બહાનું બતાવી લશ્કરની તૈયારી કરવા માંડી; પણ જેકિન્સ જે નાગપુરમાં રેસિડન્ટ હતો તેણે આપ્પા સાહેબને ચેતવણી આપી કે તમે જે પગલું ભરી રહ્યા છો તે તમને નડયા સિવાય રહેશે નહિ. એટલામાં નાગપુરની અંગ્રેજી છાવણીપર હુમલો થયો અને સીતાબાલ્ડી આગળ અંગ્રેજસૈન્ય હાર્યું. પણ કર્નલ ફિટ્ઝરાલ્ડે બહાદુરીથી આપ્પા સાહેબની તોપો હસ્તગત કરી. એટલામાં અંગ્રેજોને મદદ આવી પહોંચતાં આપ્પાસાહેબ હાર્યો અને શરણે આવ્યો. થોડા વખત પછી પાછો કાવતરાંમાં પકડાતાં અંગ્રેજોએ તેને નસાડી રઘુજીના પૌત્રને ગાદી આપી. નાગપુરથી નાસી આપ્પા સાહેબ લાહોર તરફ ગયો અને થોડાં વર્ષ બાદ ત્યાંજ મરણ પામ્યો.

આ બાજુ પુના તરફ બાપુ ગોખલે જેવા બહાદુર અને પરાક્રમી સરદારની સહાયતાથી બાજીરાવ પુનાપર હલ્લો કરવા ધસ્યો હતો. આષ્ટી આગળ મોટું યુદ્ધ થયું અને ગોખલેની વફાદારીથી અને બહાદુરીથી પેશ્વા જેમ તેમ જીવ બચાવી નાસી છૂટયો. બાપુ ગોખલે પોતાના પ્રાણના ભોગે પોતાના સ્વામીને બચાવી શકયો હતો. બાપુ ગોખલે પડતાં લશ્કર વેરાયું અને નાસભાગ કરવા લાગ્યું. સતારાનો રાજા બિચારો રસ્તાની એક બાજુએ પડી રહ્યો હતો તે અંગ્રેજોના હાથમાં સપડાયો; અને રાઘોબા દાદા યાને રઘુનાથરાવ જે ઇતિહાસમાં રાઘોબા ભરારી નામે પ્રસિદ્ધ થયો છે અને જેણે મરાઠી રાજ્યનો ભગવો ઝુંડો અટક સુધી ફરકાવ્યો હતો તેજ રાઘોબાનો આ અવિચારી પુત્ર બાજીરાવ બીજો ઘરબાર વગરનો થઇ અટુલો રખડવા લાગ્યો. ગોદાવરી નદી ઉતરી પેશ્વા હોલકરના રાજ્ય તરફ મદદની આશાએ ગયો. અને રામદિન નામના અમલદારની મદદથી થોડુંક ઘોડેસ્વાર લશ્કર એકઠું કરી શકયો. ત્યાંથી નાગપુર આગળ આબાસાહેબ જે આ વખતે ગાદીપર હતો તેની મદદ મેળવવા ગયો. પણ અંગ્રેજલશ્કર તેની પાછળ પડયું હતું. અને જલાલપુર અને નાગપુરની વચ્ચે સીનોર આગળ પાછો હાર્યો. હવે તેનું લશ્કર પણ તેને છોડી નાસી છૂટયું અને તે પોતે બરાનપુર તરફ નાઠો.

પેશ્વા બરાનપુર નાસતો હતો તે દરમીઆન તેનું રાજ્ય અંગ્રેજના બંદોબસ્ત તળે આવતું હતું. સતારાના રાજાને જે આ વખતે અંગ્રેજોના હાથમાં સપડાયો હતો તેને સતારે લઈ જઈ ભારે દબદબાથી ગાદીપર બેસાડવામાં આવ્યો; અને પેશ્વાનું રાજ્ય ખાલસા કર્યાનું જાહેર કરવામાં આવ્યું. પેશ્વા નાસી નાગપુર જતો હતો. પણ અંગ્રેજોના હાથમાં સપડાયો અને શરણે આવ્યો. તેને બીથુરમાં રહેવાનું નક્કી કરી આપવામાં આવ્યું અને આઠ લાખ રૂપીઆનું વર્ષાસન બાંધી આપ્યું. તેના પછી તેનો માનીતો ત્રંબકજી પણ પકડાયો અને એને ચુનારમાં કેદી તરીકે રાખવામાં આવ્યો. આ પ્રમાણે મરાઠારાજ્ય છિન્નભિન્ન થયું, શિવાજીનું રોપેલું વૃક્ષ ઉખડી ગયું. અને મરાઠાઓની સ્વતંત્રતાનો દીપક બુઝાઇ ગયો.

# ભાગ ૪ થો

# હિંદમાં યૂરોપી પ્રજાઓ

## પ્રકરણ ૧ લું

### શકવર્તી સાલ

ઇ. સ. ૧૪૫૩ની સાલે દુનિયાના ઇતિહાસમાં નવા નવા ફેરફારો દાખલ કર્યા છે; અને એટલા માટે એ સાલને શકવર્તી સાલ કહી શકાય. એ સાલમાં ઝનુની તુર્ક લોકોએ રોમનોનું કોન્સ્ટેન્ટિનોપલ કબજે કર્યું; અને મુસલમાની સત્તા ત્યાં સ્થાપી. મુસલમાનોના એ પગપેસારાથી યૂરોપમાં ખળભળાટ મચી ગયો; પરંતુ એ નવી ઇસ્લામી સત્તાને હાંકી કાઢે એવી પ્રબળ સત્તા તે વખતના કોઇપણ યૂરોપી રાષ્ટ્રમાં નહોતી. મૂળે તો મુસલમાનોને અને યૂરોપિયનોને વેર તો હતાંજ; તેમાં હવે વળી વધારો થયો. અને એ કટ્ટા વેરની ભડભડતી આગમાં યૂરોપ અને હિંદ વચ્ચે સૈકાઓથી ચાલતો આવતો વેપારજ પ્રથમ હોમાયો. દર સાલ કરોડો રૂપિયાનો હિંદમાં બનેલો માલ યૂરોપમાં જતો. હિંદનો માલ યૂરોપ સુધી પહોંચાડનારા વેપારીઓ અરબો અને ઇજીપ્તના મૂર લોકોજ હતા. એ મુસલમાન વેપારીઓ જમીન માર્ગે અથવા દરિયા માર્ગે હિંદમાં આવતા અને હિંદના માલની ખરીદી કરી–ખાસ કરીને સુતરાઉ, અને ગરમ કાપડની-ઇટલીના યૂરોપી વેપારીઓને સારા નફે વેચી દેતા. આવો વ્યવહાર ઘણાં વર્ષોથી ચાલ્યો જતો હતો. તે વખતે યૂરોપમાં આજનાં જેટલાં કળાકૌશલ્ય ન હતાં. પણ હિંદમાં તો અનેક તરેહના ઉદ્યોગો તે વખતે જામી રહેલા હતા. તે વખતે હિંદ એક જબરો વેપારી દેશ હતો. સમાજને જરૂરી તમામ વસ્તુઓ હિંદમાં થોકડાબંધ બનતી અને પરદેશમાં પણ એ વસ્તુઓની નિકાસ મોટા પ્રમાણમાં થતી. એ જમાનો હિન્દના ઉજ્જ્વળ કાળનો હતો. હિન્દ તે વખતે સ્વાશ્રયી અને સ્વાધીન હતું; લોકો ઉદ્યોગી હતા; દેશમાં હુન્નરો પણ ઘણા હતા.

ટુંકામાં આજે જેટલો આધાર હિંદને યૂરોપના માલ ઉપર રાખવો પડે છે તેટલોજ આધાર–બલ્કે તેથી પણ વધારે તે વખતે યૂરોપને હિંદના માલ ઉપર રાખવો પડતો હતો. અને હિંદનો માલ પણ એટલો બધો સુંદર અને કળાવાન બનતો હતો કે યૂરોપના રાવરાણાઓ અને અમીર-ઉમરાવો હિંદનો માલ વાપરી મલકાતા હતા. ફ્રાંસની મોજીલી રાણીઓ કાશ્મીરી શાલ ઓઢીને કે ઢાકાનું મલમલ વાપરીને ખુશખુશ થઇ જતી હતી. હિન્દનો માલ બજારમાં ન મળે તો યૂરોપી પ્રજા ઉંચીનીચી થઈ જતી હતી. પરંતુ ઈ. સ. ૧૪૫૩ ની શકવર્તી સાલ પછી જમાનો એકદમ પલટાઇ ગયો. ઝનુની તુર્ક લોકોએ યૂરોપ અને હિંદ વચ્ચે ચાલી રહેલો વેપાર તોડી નાખ્યો. હિન્દનો માલ યૂરોપમાં જતો બંધ થયો. આથી યૂરોપી પ્રજાઓએ હિંદના માલ માટે કોલાહલ મચાવી મૂકયો; પણ માલ આવે એવી સ્થિતિ રહી ન હતી. તુર્ક લોકોએ કોન્સ્ટેન્ટિનોપલમાં અડિંગા લગાવીને એ વેપારની સાંકળને કાપી નાખી; અને એ રીતે તુર્ક લોકોએ યૂરોપી પ્રજા ઉપર વેર લીધું. પરંતુ એ વેપાર તૂટવામાં અને તૂર્કોનું વેર સંતોખાવામાંજ વિધિએ યૂરોપી રાષ્ટ્રોની આબાદી અને ચઢતીનો પાસો ફેંકયો. હિંદ સાથેનો વેપાર તૂટવાથી યૂરોપી રાષ્ટ્રો જે પ્રથમ હિંદ ઉપર આધાર રાખી પરાધીન બનીને બેઠાં હતાં તે હવે સ્વાધીન બની સ્વાશ્રયી અને ઉદ્યોગી થવાં લાગ્યાં. યૂરોપનાં કેટલાંક બળવાન રાષ્ટ્રોને હિંદદેશ શોધી કાઢી યૂરોપનો વેપાર પોતાને હસ્તક કરી લેવાની પણ પ્રબળ ઇચ્છા થઈ; અને એ ઇચ્છાને વશ બની સૌથી પ્રથમ સ્પેન અને પોર્ટુગલના રાજાઓએ હિંદને શોધી કાઢવાની જહેમતો ઉઠાવી. ઈ. સ. ૧૪૯૨ માં કોલંબસે કરેલી અમેરિકાખંડની શોધ તો અણચિન્તવી થઇ ગયેલી છે. કોલંબસને સ્પેનના રાજાએ હિંદ શોધવાને મોકલ્યો હતો; અને રસ્તાની તો મુદ્દલે ભાળ ન હોવા છતાં કોલંબસે સાહસ કરી વિમોજ ખેડયો હતો; અને એને હિંદ તો હાથ ન આવ્યું પણ એ સાહસના બદલામાં અમેરિકાખંડ શોધી કાઢવાનું માન તો એ ખાટીજ ગયો.

### પોર્ટુગીઝો પ્રથમ ફાવ્યા

કોલંબસનો પ્રયાસ નિષ્ફળ જવા પછી પણ હિંદની શોધખોળ તો ચાલુજ હતી. ઈ. સ. ૧૪૯૭માં પોર્ટુગલના રાજાએ વાસ્કોડાગામા નામના એક હોશિયાર વહાણવટીને હિંદ શોધવા મોકલ્યો. એ વાસ્કોડાગામા એટલેંટિક મહાસાગરનો સારો ભોમિયો હતો; તેથી તેણે આફ્રિકાના પશ્ચિમ કિનારે કિનારે આગળ વધવું ચાલુ રાખ્યું; અને આફ્રિકાના છેક દક્ષિણ છેડે પહોંચતાં એને સારી આશા બંધાઈ. ત્યાંથી ઉત્તર તરફ વાંક વળી ગામા ઝાંઝીબાર પહોંચ્યો; અને ત્યાંથી કોઈ ગુજરાતી ખલાસીની સહાયથી સીધો હિન્દના પશ્ચિમ કિનારે આવેલા કાલિકટ બંદરે ઉતર્યો. આ પ્રમાણે પોર્ટુગીઝોએ હિંદને પ્રથમ શોધી કાઢ્યો. અને ત્યારપછી તો પોર્ટુગીઝો પોતાના શોધેલ દરિયાઇ માર્ગે હિંદમાં આવજા કરવા લાગ્યા; અને પોતાનો સ્વતંત્ર વેપાર પણ ચલાવવા લાગ્યા. પોર્ટુગીઝ પ્રજા તે અરસામાં બહુ બળવાન પ્રજા ગણાતી હતી; અને તેથી યૂરોપની બીજી કોઈ પ્રજાને હિંદમાં દરિયાઈ રસ્તે આવવા દે એવી ન હતી. આ પ્રમાણે પ્રથમ પોર્ટુગીઝોએ હિન્દનો યૂરોપ સાથેનો વેપાર હાથ કર્યો; અને લગભગ સો વર્ષ સુધી ધમધોકાર વેપાર એક હથ્થુજ ચલાવ્યો.

## પ્રકરણ–૨ જું

## હિંદમાં બીજી યૂરોપી પ્રજાઓ

જ્યારે પોર્ટુગીઝોએ હિન્દનો દરિયાઇ રસ્તો શોધી કાઢ્યો ત્યારે અંગ્રેજો તો હજુ દરિયામાં ડગલુંએ દઇ શકતા ન હતા. પરંતુ ઇ. સ. ૧૫૫૮થી ૧૬૦૩ સુધીના ગાળામાં અંગ્રેજપ્રજા માથું ઉંચકવા લાગી. રાણી ઇલિઝાબેથ તે અરસામાં ઇંગ્લંડમાં રાજ્ય કરતી હતી; અને એ

રાણીના વખતમાંજ અંગ્રેજ પ્રજાની બહાદુરી ખીલી ઉઠી-તે એટલે સુધી કે જે ઇંગ્લંડનો કોઇ ધડોય નહોતું કરતું તેજ ઇંગ્લંડ દરિયાઇ બળમાં સર્વોપરી ગણાતું થયું. અંગ્રેજી પ્રજાનું દરિયાઇ બળ વધતાં, હિંદ સાથે વેપાર કરવાની પણ ઇચ્છા એને થઇ; પણ પોર્ટુગીઝોના શોધેલા માર્ગે હિંદ આવતાં લડાઇ થવાનો સંભવ હતો; તેથી કોઇ જુદોજ માર્ગ શોધી કાઢવાના પ્રયત્નો અંગ્રેજપ્રજાએ કર્યા; પણ એ સર્વ પ્રયત્નો નિષ્ફળ ગયેલા.

પરંતુ જ્યારે અંગ્રેજો હિંદમાં આવવાને પ્રયત્ન કરી રહ્યા હતા ત્યારે ડચ લોકો તો હિંદમાં પેસી પણ ચૂક્યા હતા; અને એ ડચ લોકોએ જાવા, સુમાત્રા, વગેરે મસાલાના બેટોમાં પોતાનાં કાયમી થાણાંઓ જમાવી દીધાં હતાં; અને વેપાર પણ બહુ સારો જમાવી દીધો હતો. એ ડચ પ્રજાને હિંદમાં આવીને પોર્ટુગીઝો સાથે આથડવું પડયું હતું; અને પોર્ટુગીઝોથી કંટાળીનેજ ડચ લોકો જાવા વગેરે મસાલાના ટાપુમાં જઇને ઠરીઠામ બેઠા હતા. ફ્રેંચ પ્રજા પણ હિન્દનો વેપાર હાથ કરવાને ધમપછાડા માર્યા કરતી હતી; પરંતુ પોર્ટુગીઝોની પ્રબળ દરિયાઇ સત્તા સામે ફ્રેન્ચ કે અંગ્રેજો એકંદર ટકી શકે તેમ ન હતું; તેથી થોડા કાળ સુધી અંગ્રેજો અને ફ્રેન્ચોને હિંદનો વેપાર જતો કરવો પડયો હતો. પરંતુ વખત જતાં હિંદના વેપારનો ઇજારો પચાવી પડનાર પોર્ટુગલની સત્તા પડી ભાંગવા લાગી; અને રાજસત્તા નમતી બેઠી એટલે હિંદમાં પણ પોર્ટુગીઝોનું જોર કમી થવા લાગ્યું. પોર્ટુગલની એ ઉતરતી કળામાંજ અંગ્રેજો અને પછીથી ફ્રેન્ચો હિંદમાં વેપારઅર્થે આવીને વસી શકયા હતા.

## પોર્ટુગીઝોની ટુંક હકીકત

પોર્ટુગીઝોમાં સૌથી પહેલો વાસ્કોડાગામા હિંદમાં આવ્યો; પણ આરબ અને મૂર વેપારીઓની ઉશ્કેરણીને લીધે કાલીકટના રાજા ઝામોરીનને એની સાથે અણબનાવ થયો; તેથી ગામા પોતાની પહેલી સફરમાં

બરાબર ફાવ્યો નહિ. ફરીથી ઇ. સ. ૧૫૦૨માં એ હિન્દમાં આવ્યો; અને તે વખતે કોચીન અને કાનાનોરના રાજા સાથે મળી જઈ એણે ઝામોરીનને હરાવ્યો. ત્રીજી સફર તેણે ઇ. સ. ૧૫૨૪માં કરી. ગામા છેવટે કોચીનમાં મરણ પામ્યો હતો; ઇ. સ. ૧૫૨૭

પોર્ટુગીઝોએ વેપારની સાથે રાજ્ય મેળવવાનો પણ આરંભ કર્યો હતો; અને થોડાંએક સંસ્થાનો ઉપર એમનો રાજ્યવહીવટ પણ ચાલતો હતો. ઈ. સ. ૧૫૧૦માં પોર્ટુગીઝ સંસ્થાનોના ગવર્નર તરીકે આલ્બુકર્ક આવ્યો હતો. આલ્બુકર્કનો ન્યાયી રાજ્યવહીવટ બહુ વખણાયો હતો. એણે પોતાની હિંદુ અને મુસલમાન પ્રજાને સુખ આપ્યું હતું. પરંતુ વખત જતાં યૂરોપમાં પોર્ટુગલની સત્તા પડી ભાંગવા બેઠી; અને હિંદમાં પણ પોર્ટુગીઝ ગવર્નરો સારો બંદોબસ્ત જાળવી શક્યા નહિ. વળી જે બીજી યૂરોપી પ્રજાઓ વેપાર અર્થે હિંદમાં આવી તેઓની સાથે પણ દ્વેષભાવ રાખી પોર્ટુગીઝો લડયા અને નબળા પડયા. વળી પાછળથી તેમણે જીતાએલી હિંદીપ્રજા ઉપર ધર્મને બહાને જુલમ ગુજાર્યો. આ બધાં કારણોથી પોર્ટુગીઝોની સત્તા છેવટે છેકજ નબળી પડી ગઇ. એકંદર સો વર્ષ સુધી એ પ્રજાએ ધમધોકાર વેપાર અને રાજ્ય ચલાવ્યાં. હાલમાં હિંદમાં તેમને તાબે દીવ, દમણ, અને ગોવા એ ત્રણજ સંસ્થાનો છે.

## વલંદાઓની ટુંક હકીકત

પોર્ટુગીઝોની પડતીના કાળમાં યૂરોપના સાહસિક વલંદાઓ હિંદમાં આવ્યા હતા. એ લોકોનો હૌટમાન નામનો સરદાર ઈ. સ. ૧૫૯૪માં હિંદમાં આવ્યો. વલંદાઓએ ચિન્સુરા, મછલીપટ્ટણ અને બાલાસોરમાં પોતાની વખારો નાખી વેપાર ચાલુ કર્યો હતો; પરંતુ હિંદ કરતાં મસાલાના ટાપુઓમાં તેમનો વેપાર વધારે ચાલતો હતો. એ ટાપુઓમાં વલંદાઓને અંગ્રેજો સાથે અણબનાવ થયો હતો; અને તેમણે ઈ. સ. ૧૬૨૩માં આંબોયનામાં નવ અંગ્રેજોને અને તેમના કેટલાક નોકરોને ક્રૂરતાથી મારી નાખ્યા હતા. એ બનાવ પછી અંગ્રેજો સાથે સુલેહ કરી

—અને કેટલાક પૈસા આપી એમનું મન મેળવી લઈ પોતે હિંદનો વેપાર છોડી દઈ મસાલાના ટાપુઓમાંજ સઘળો વેપાર ચલાવવા લાગ્યા. એ લોકોનું છેલ્લું થાણું ચિન્સુરામાં હતું; પણ તે ઇ. સ. ૧૭૫૯માં ક્લાઇવે જીતી લીધું હતું. હાલમાં તેમનું એકે થાણું હિંદમાં નથી.

## ઈસ્ટ ઇંડિયા કંપની

પોર્ટુગીઝો પછી લગભગ સો વર્ષે વલંદાઓ હિંદમાં આવ્યા અને ત્યાર પછી છ સાત વર્ષમાંજ અંગ્રેજ વેપારીઓ પણ હિંદમાં આવ્યા. હિંદ સાથે વેપાર ચલાવવા પહેલવહેલી ઇ. સ. ૧૬૦૦માં રાણી ઇલિઝાબેથના વખતમાં એક વેપારી કંપની ઉભી થઇ. એ કંપનીનું નામ "ઇસ્ટ ઇંડિયા કંપની" હતું. અંગ્રેજો હિંદમાં આવ્યા ત્યારે પોર્ટુગીઝોની સત્તા તો નબળી પડી ચૂકી હતી; છતાં પોર્ટુગીઝો તરફથી અને નવાસવા આવેલા છતાં બળવાન થઈ પડેલા વલંદાઓથી અંગ્રેજોને બહુ ડરીને ચાલવું પડતું. ઈ. સ. ૧૬૧૫માં ઠેઠ ઈંગ્લંડથી સર ટોમસ રો નામનો એક એલચી હિંદમાં આવ્યો હતો. તેને ઇંગ્લંડના રાજા જેમ્સ પહેલાએ જહાંગીર બાદશાહના દરબારમાં અંગ્રેજ કંપનીને વેપાર સંબંધી કેટલાક હક્કો અપાવવા મોકલ્યો હતો. અંગ્રેજ કંપનીએ પ્રથમ પોતાની વખાર સુરતમાં નાખી વેપાર શરૂ કર્યો; પણ જ્યારે શિવાજીએ ઇ. સ ૧૬૬૩ અને ૧૬૭૦માં સુરત લૂંટ્યું ત્યારે તેઓએ વેપારની સહીસલામતી ખાતર પોતાની વખાર મુંબઇમાં ફેરવી. વળી ઇ. સ. ૧૬૩૯માં ચંદ્રગિરિના રાજા પાસેથી થોડીક જમીન વેચાતી લઈ ફોર્ટ સેંટ જ્યોર્જ (મદ્રાસ) વસાવી હિંદના પૂર્વ કિનારે પણ વેપાર ચલાવવા લાગ્યા. અને જેમ વેપાર જામતો ગયો તેમ નવી નવી કોઠીઓ નાખતા ગયા. ઈ. સ. ૧૭૦૦માં બંગાળામાં થોડી જમીન વેચાતી લઇ ફોર્ટ સેંટ વિલિયમ બાંધી ત્યાં પણ વેપાર ખોલ્યો.

અંગ્રેજ પ્રજાની બીજી પણ વેપારી કંપનીઓ ઈ. સ. ૧૬૫૦, ૧૬૫૫ અને ૧૬૯૮ ઉભી થઇ હતી; પણ આગળ જતાં ઈ. સ.

૧૭૦૯માં તે બધી જોડાઇ ગઇ અને "યુનાઇટેડ ઇસ્ટ ઇંડિયા કંપની"ના નામે વેપાર ચલાવવા લાગી.

## ફ્રેંચ પ્રજાની હકીકત

અંગ્રેજો હિંદમાં વેપાર અર્થે આવ્યા તે પછી તરતજ ત્રણ ચાર વર્ષે ફ્રેંચ પ્રજા પણ વેપાર અર્થે હિંદમાં આવી. ઇ. સ. ૧૬૦૪ માં પહેલી ફ્રેંચ કંપની હિંદમાં દાખલ થઈ. ત્યારપછી ઇ. સ. ૧૬૧૧ થી ૧૬૪૪ સુધીમાં બીજી ચાર ફ્રેંચ કંપનીઓ ઉભી થઇ; પણ તે બધી ઈ. સ. ૧૭૧૯માં જોડાઈ ગઇ.

ફ્રેંચ પ્રજા અને અંગ્રેજ પ્રજાને યૂરોપમાં પણ વેરઝેર ચાલતાં હતાં; એથી હિંદમાં આવેલી એ બે પ્રજાની વેપારી કંપનીઓ પણ માંહોમાંહે તીખી ચડસાચડસી કરતી હતી; અને એ વેપારી ચડસાચડસીમાંથી બન્ને કંપનીઓને રાજ્યલોભ લાગ્યો; અને એ રાજ્યલોભે એ બન્ને પ્રજાઓને એક બીજા સાથે લડાવી મારી; અને તેમાં આખરે ફ્રેંચો કેવી રીતે પરાજય પામ્યા અને અંગ્રેજો વિજયી નીવડયા એ ઇતિહાસ આપણે હમણાજ વાંચશું.

ફ્રેંચ કંપનીનાં મુખ્ય વેપારી મથકો પોંડીચરી, કારીકલ, યાનાન, માહિમ, અને ચંદ્રનગર હતાં. એ પાંચ થાણાં ઈ. સ. ૧૭૬૧માં થએલી સંધિથી હજુ પણ ફ્રેંચોનાજ કબજામાં છે. આ લોકો ઇ. સ ૧૭૯૬થી વેપાર કરતા બંધ થયા.

# પ્રકરણ ૩ જું

# દક્ષિણ હિંદમાં ફ્રેંચસત્તાનો ઉદય

## વેપારમાંથી રાજ્યલોભ

હિંદના વેપારથી લોભાઇ અઢળક ધનપ્રાપ્તિની આશાએ કઇ કઇ યૂરોપી પ્રજાઓ હિંદમાં વેપાર અર્થે આવી અને કઇ કઇ જગ્યાએ પોતપોતાનાં વેપારી થાણાં જમાવ્યાં એ બીના આપણે આગળના પ્રકરણમાં જોઇ ગયા. આ સર્વ પરદેશી પ્રજાઓમાં પોર્ટુગીઝ પ્રજાજ એવી હતી કે જેને વેપાર સાથે રાજ્યલોભ પણ લાગેલો હતો. હિન્દમાં પોર્ટુગીઝ સત્તા જમાવવાના ઉદ્દેશથીજ એ પ્રજાએ હિન્દમાં પગ મૂકયો હતો એમ કહીએ તો પણ ખોટું નથી પરંતુ એ હીણભાગી પ્રજાની મુરાદ કાંઇક અંશે બર આવ્યા છતાં સાંગોપાંગ પાર ન ઉતરી. પોર્ટુગીઝ પછી હિન્દમાં આવનાર બીજી યૂરોપી પ્રજાઓએ એ પોર્ટુગીઝ રાજ્યસત્તાના મૂળિયાં મૂળમાંથી કાપી નાખ્યાં અને એથી એ પ્રજાની સત્તા હિન્દમાં વિસ્તરી શકી નહિ. પોર્ટુગીઝ પ્રજાની માફક ડચ લોકોનો રાજ્યલોભ પણ હિન્દમાં જામી શકયો નહિ.

ડચ પ્રજા પછી હિન્દમાં આવનાર અંગ્રેજ પ્રજા વેપારના સ્વાર્થેજ તણાઈ આવી હતી. હિંદમાં પોર્ટુગીઝ કંપનીને પોતાના દેશનું રાજ્યબળ જેવું પોષી રહ્યું હતું તેવું સક્રિય પોષતું રાજ્યબળ અંગ્રેજ કંપનીને શરૂઆતમાં નહોતું. એટલે એ અંગ્રેજ કંપની તો પોતાનો વેપાર ખીલવવામાં અને કંપનીના ભાગીદારોને પુષ્કળ નફો થાય એમાંજ ધ્યાન આપ્યા કરતી. હિંદની પરિસ્થિતિનું અવલોકન કરવામાં પણ આ અંગ્રેજ કંપની પોતાની વેપારી દૃષ્ટિથી બધું નિહાળતી. સુરતની કોઠી મુંબઇમાં ફેરવી તો એમાં પણ પોતાના વેપારને સુરક્ષિત રાખવાનોજ ઉદ્દેશ મુખ્ય હતો. બાદશાહોને કે નવાબોને કે રાજારજવાડાઓને મળવાનું થાય તો ત્યાં પણ પોતાના વેપારના હકકોનીજ માગણી આ વેપારી કંપની કરી

લેતી. હિન્દની રાજકીય પરિસ્થિતિમાં માથું મારવાનું સાહસ હિન્દમાં આવ્યા પછી લગભગ સો વર્ષ સુધી તો એણે કર્યું નથી. હા, વેપારનો માલ લૂંટાતો બચાવવા માટે કે ઓચિંતા ધાડા સામે આત્મરક્ષણ કરવા માટે આ કંપનીએ બચાવને માટે ઠેરઠેર કિલ્લાઓ બાંધ્યા હતા અને થોડા ઘણા અંગ્રેજ અને હિન્દી સિપાઇઓ પણ પગાર ઉપર નિભાવ્યા હતા. પરંતુ આ બધી વેપાર કે આત્મરક્ષણની તૈયારીઓમાં એમની વેપારી દૃષ્ટિજ કાર્ય કરી રહી હતી. હિન્દમાં રાજ્યસત્તા જમાવવાનો વા અંગ્રેજ કંપનીને તો બહુ લાંબે કાળે વાયો હતો. ફ્રેન્ચ કંપની હિંદમાં આવીજ ન હોત તો હિંદમાં રાજ્યસત્તા જમાવવાનો ચેપ અંગ્રેજકંપનીને કદાચ ચોંટયોજ નહોત. એક રીતે કહીએ તો ફ્રેન્ચ કંપનીએજ અંગ્રેજ કંપનીને હિન્દમાં રાજ્યસત્તા જમાવવાનો પાઠ શિખવ્યો હતો.

## ફ્રેન્ચ કંપનીનો રાજ્યલોભ

વેપાર અર્થે હિન્દમાં સૌથી છેલ્લી આવનાર ફ્રેન્ચ પ્રજા હતી. આ ફ્રેન્ચ કંપનીની પછવાડે ફ્રાન્સના રાજાનું બળ હતું. અંગ્રેજ અને ફ્રેંચ પ્રજા ઘણા કાળસુધી યૂરોપમાં કટ્ટા દુશ્મનભાવેજ રહેતી હતી. આ બન્ને પ્રજાઓ વચ્ચે અવારનવાર નાના મોટા કારણોથી લડાઇઓ ચાલ્યાજ કરતી. એટલે અંગ્રેજ પ્રજાએ હિન્દ સાથે વેપાર શરૂ કર્યો ત્યારે ફ્રેન્ચ પ્રજાને પણ હિંદમાં આવી વેપારને બ્હાને અંગ્રેજ કંપનીની સાથે સ્પર્ધા કરવાનું મન ઝાલ્યું ન રહ્યું. ફ્રેંચ કંપની હિંદમાં આવી ત્યારથીજ રાજ્યસત્તા જમાવવાના સ્વપ્ના ઘડયા કરતી હતી. અને એ રાજ્યસત્તા જમાવી દેવાની પ્રબળ ભાવનામાં મૂળ ઉદ્દેશ અંગ્રેજકંપનીને હિંદમાંથી ઉખેડી ફેંકી દેવાનો હતો; એટલે આ ફ્રેંચ કંપનીની દૃષ્ટિ મૂળથીજ રાજકીય હતી. અલબત પોતાના વેપારનું રૂક્ષણ અને ખીલવટ તો સાથેસાથે કર્યાજ જતી હતી. પરંતુ વેપારી દૃષ્ટિથીજ પોતાની કંપની ચલાવવી એવો નિર્મળ હેતુ આ કંપનીના હૃદયમાં મૂળથીજ ન હતો. વખત આવ્યે હિંદની રાજકીય પરિસ્થિતિમાં

પણ માથું મારવું અને લાગ ફાવ્યે પોતાની ફ્રેંચસત્તાનો પાયો પણ હિન્દમાં જડએસલાક કરી દેવો એવો રાજકીય ઉદ્દેશ આ કંપનીને ગળથૂથીમાંજ મળ્યો હતો.

## ફ્રેન્ચો અને દક્ષિણ હિન્દની રાજકીય સ્થિતિ

જ્યારે ફ્રેંચ કંપનીએ ઈ. સ. ૧૬૭૪માં દક્ષિણ હિંદમાં આવેલા મદ્રાસની દક્ષિણે સો માઇલ ઉપર પોન્ડીચેરીમાં પોતાનું વેપારી મથક જમાવ્યું ત્યારે દક્ષિણ હિંદમાં મદ્રાસમાં પડયા પડયા અંગ્રેજ વેપારીઓ પોતાનો વેપાર રોજગાર શાંતપણે ચલાવ્યે જતા હતા. પરંતુ તે વખતે દક્ષિણ હિંદની રાજકીય સ્થિતિ કેવી હતી તે જોવાની ખાસ જરૂર છે. કારણ કે ફ્રેન્ચ કંપનીએ તે વખતે રાજકીય પરિસ્થિતિમાં માથું મારી પોતાની લડાયકવૃત્તિની શરૂઆત કરી દીધી હતી. આખા દક્ષિણ હિંદમાં જ્યાં ફાવે ત્યાં ફ્રેંચ કંપનીએ દેશીઓની રાજકીય ધડમથલોમાં ઝંપલાવ્યું હતું; અને એમ કરી પોતાને અનુકૂળ પડે એવી પરિસ્થિતિ ઉભી કરી હતી.

મુગલસામ્રાજ્યના અસ્તકાળમાં તાબેદાર સૂબાઓ કેવી રીતે એક પછી એક સ્વતંત્ર થઇ ગયા એ બીના આપણે જાણીએ છીએ. જ્યારે દિલ્હીમાં મુહમ્મદશાહ બાદશાહ રાજ્ય કરતો હતો ત્યારે દક્ષિણ હિંદમાં એના સ્વતંત્ર થઈ પડેલા સૂબા નિઝામ-ઉલ-મુલ્કે દોસ્તઅલ્લીને દક્ષિણમાં આવેલા કર્ણાટક પ્રાંતનો નવાબ નીમ્યો હતો. પણ ઇ. સ. ૧૭૩૫માં મરાઠી સરદાર રાઘોજી ભોંસલે દક્ષિણ હિંદમાં સ્વારી લઇ આવ્યો હતો અને કર્ણાટક પર ચઢી આવી ત્યાંના નવાબ દોસ્તમહમદઅલ્લીને હરાવી ઠાર માર્યો હતો; અને એના જમાઇ ચંદાસાહેબને કેદ કરી પોતાની સાથે સતારે લઈ ગયો હતો. આ આફત પછી એ નવાબનો પુત્ર સરૂદરજંગ મરાઠાઓથી કંટાળીને પોતાના અને પોતાના બનેવી ચંદાસાહેબના કુટુંબને લઇ પૅન્ડીચરીમાં ફ્રેન્ચલોકોના આશ્રય તળે ગયો. આ પહેલાં ફ્રેન્ચલોકોએ આસપાસના મુલકમાં પોતાની લડાયક પ્રજા તરીકે નામના કાઢી હતી. અને એમની એ ખ્યાતિનો જાણકાર હોઇનેજ

સરૂદરજંગ જેવો શાહજાદો એમના શરણે ગયો હતો. અંગ્રેજ કંપની તો ફક્ત વેપારજ કરી જાણે છે એવોજ ખ્યાલ દેશીઓના મનમાં તે વખતે હતો; એથી અંગ્રેજ કંપનીને દેશીઓની ઉથલપાથલમાં ભાગ લેવાનું એ વખતે નહોતું બનતું. જ્યારે સરૂદરજંગ નાસીને પોંડિચેરીમાં આવ્યો ત્યારે ત્યાં ફ્રેન્ચ કંપનીનો ગવર્નર ડુમા પૂર ઠાઠમાઠથી સર્વ કારભાર ચલાવતો હતો. એ ડુમા ઇ. સ. ૧૭૩૫ થી ૧૭૪૧ સુધી પોન્ડીચેરીમાં ગવર્નર તરીકે રહ્યો હતો; પરંતુ એની સત્તા દરમિયાન ફ્રેન્ચ કંપનીની લડાયક બહાદુરી બહાર રેલાઈ ચૂકી હતી. આ ડુમાની સહાયથી સરૂદરજંગે થોડી મુદત પછી મરાઠાઓ સાથે સંધિ કરી અને એમને એક કરોડ રૂપીઆ આપવાનું નક્કી કર્યું.

આથી મરાઠાઓએ સરૂદરજંગને કર્ણાટકની નવાબગીરી પાછી સોંપી, ઇ. સ. ૧૭૪૦. એજ અરસામાં બાજીરાવ પેશ્વાનું મરણ થવાથી તેનો પુત્ર બાલાજી બાજીરાવ પોતાની સત્તા જમાવવામાં ગુંથાયો હતો. મરાઠાઓને બીજા કાર્યમાં દૂર પરોવાયલા જોઇ દક્ષિણના સૂબા નિઝામ ઉલ-મુલ્કે કર્ણાટક ઉપર સ્વારી કરી; અને પોતાની પરવાનગી સિવાય મૂકેલા નવાબ સરૂદરજંગને હરાવી મારી નાખ્યો અને અનવરૂદ્દીનને ત્યાંનો નવો નવાબ બનાવ્યો. આ પ્રમાણે જ્યારે પોન્ડીચેરીમાં ફ્રેન્ચસત્તા જામતી જતી હતી ત્યારે દક્ષિણ હિંદમાં અરસપરસ મારામારીના સોદા ચાલ્યા જતા હતા. આખા દક્ષિણમાં કોઈની પણ સત્તા ભય ઉપજાવે એવી હોય તો તે એક મરાઠાઓનીજ હતી. ફ્રેન્ચ કંપની ડુમાના વખતથીજ આ રાજકીય પરિસ્થિતિનું અવલોકન કરી ચૂકી હતી; અને પોતાનું રાજ્ય સ્થાપન કરવાની અનુકૂળ પરિસ્થિતિ માટે ટાંપીને જોઇ રહી હતી.

## ફ્રેન્ચ અને અંગ્રેજો વચ્ચે પહેલો વિગ્રહ

**ઇ. સ. ૧૭૪૧ માં ડુમાની જગ્યાએ પોન્ડીચેરીમાં ડયુપ્લે નામનો નામાંકિત ગર્વનર આવ્યો. પોન્ડીચેરીમાં આવ્યા પહેલાં પણ ચંદ્રનગરના ગવર્નર તરીકે એ ડયુપ્લેએ પોતાની શક્તિ ખીલવી હતી. ડયુપ્લે ડુમા કરતાં પણ**

ફ્રેંચ સત્તા જમાવવામાં વધારે મહત્ત્વાકાંક્ષી હતો ;અને દક્ષિણમાં તો રાજકીય પરિસ્થિતિજ એવા પ્રકારની ઉભી થતી જતી હતી કે એમાં ડ્યુપ્લેને ભાગ લેવાનું અને પોતાની શકિત અજમાવી ફ્રેંચસત્તા સ્થાપવાનુ વિશાળ ક્ષેત્ર મળી ગયું. અને એથી એણે તો દેશીરાજ્યોમાં અવારનવાર માથું મારવાનું ચાલુ રાખી અંગ્રેજ કંપનીનું શૂળ હિંદમાંથી સમૂળગું કાઢી નાખવાની યુકિત પોતાના મનસાથે ઘડી રાખી હતી. આ સત્તા-લોભી ડ્યુપ્લેની મહત્ત્વાકાંક્ષા ફળે એવો વખત ઇ. સ. ૧૭૪૬માં આવ્યો.

ઇ. સ. ૧૭૪૬માં ફ્રાન્સ અને ઇંગ્લંડ વચ્ચે યૂરોપ દેશમાં લડાઈ સળગી. આ લડાઇના સમાચાર હિંદમાં વાટ જોઇને બેઠેલા ડ્યુપ્લેને ગળ્યા મધ જેવા લાગ્યા. હવે હિન્દમાંથી અંગ્રેજસત્તાનો વેપારી પાયો ઉખેડી નાંખવાનો સારો લાગ આવેલો છે એમ જાણી તરતજ એણે હિન્દી મહાસાગરમાં આવેલ ફ્રેંચ ટાપુ મોરીશીયસના ગવર્નર લાબોર્ડોનેને પોતાની મદદે લશ્કર લઇ બોલાવ્યો. લાબોર્ડોનેનું લશ્કર તરતજ ડ્યુપ્લેની કુમકે હિન્દમાં આવ્યું અને ડ્યુપ્લેએ તાબડતોબ અંગ્રેજોને હિન્દમાંથી રૂખસદ આપી હાંકી કાઢવાની ઇચ્છાથી લાબોર્ડોનેને મદ્રાસ જીતવા મોકલ્યો. આ પહેલાં અંગ્રેજકંપનીના મદ્રાસના ગવર્નરે ફ્રેંચ કંપની પોતાને હેરાન ન કરે એવી તજવીજ કરવા કર્ણાટકના નવાબને આજીજી કરી હતી; પરંતુ અંગ્રેજકંપની કરતાં ફ્રેન્ચકંપનીનું માન કર્ણાટકના નવાબ પાસે વધારે હતું; એથી ડ્યુપ્લેની ધારણાજ બર આવી. પણ તે વખતે ડ્યુપ્લેએ નવાબને વચન આપ્યું હતું કે હું અંગ્રેજો પાસેથી મદ્રાસ જીતી લીધા પછી તમને એ પાછું સોંપીશ. આથી અંગ્રેજોની માગણીનો અસ્વી-કાર થયો, અને લાબોર્ડોનેએ મદ્રાસ જીત્યું; અને ત્યાંના અંગ્રેજોને કેદ કર્યાં, ઈ. સ. ૧૭૪૬.

### કર્ણાટકના નવાબ સાથે અથડામણ

અંગ્રેજો પાસેથી મદ્રાસ જીતી લીધા પછી એ નવાબને સોંપી દેવાનું જે વચન ડ્યુપ્લેએ આપ્યું હતું તે વચન પાળવામાં ડ્યુપ્લે ગળકાં

ગળવા લાગ્યો. નવાબે એને એના બોલેલા શબ્દો યાદ પણ દેવરાવ્યા, અને મદ્રાસ તાબડતોબ સોંપી દેવા તાકીદ કરી. પણ ડ્યુપ્લે એ ધમકીને ગળીને પીજ ગયો. આખરે નવાબે ચીડાઇને પોતાના પુત્રને દશ હજારનું જબ્બર સૈન્ય આપીને ફ્રેંચોને પોન્ડીચેરીમાંથી હાંકી કાઢવા મોકલ્યો. નવાબનું સૈન્ય પોન્ડીચેરી તરફ આવવા લાગ્યું, પરંતુ એથી ડ્યુપ્લે જરા પણ મુંઝાયા વિના પોતાનું એક હજારનું નાનું લશ્કર લઇને સામો આવ્યો. બને લશ્કરો સેંટથોમ આગળ સામસામા ભેટયા, અને યુદ્ધ મચ્યું તેમાં નવાબનો પુત્ર નાસી ગયો અને લશ્કરમાં પણ ભંગાણ પડી ગયું, અને મુશીબતે લશ્કર આર્કટમાં પાછું આવી શક્યું. આ પ્રમાણે કર્ણાટકનો નવાબ મદ્રાસ મેળવવામાં નિષ્ફળ નીવડયો, એટલુંજ નહિ પણ મદમાં છકી ગયેલો ડ્યુપ્લે એને સજ્જડ બનાવી ગયો અને હરાવી ગયો.

### મદ્રાસ જીત્યા પછી

ડ્યુપ્લેએ મદ્રાસ જીત્યા પછી અંગ્રેજોના ફોર્ટ સેંટ ડેવિડને ઘેરો ઘાલ્યો; પણ એટલામાં અંગ્રેજોની મદદે ઇંગ્લંડથી નવી કુમક આવી પહોંચી એટલે ફ્રેંચ લોકોને પોતાનો ઘેરો ઉઠાવી ચાલતા થવું પડ્યું. ઇંગ્લંડથી નવા આવેલા સરદારે પોન્ડીચેરીને ઘેરો ઘાલવાનો પ્રયત્ન કર્યો પણ એને પાછું હઠવું પડ્યું હતું, ઈ. સ. ૧૭૪૮. પણ ત્યાર પછી ઈ. સ. ૧૭૪૯માં યૂરોપમાં ઇંગ્લંડ અને ફ્રાન્સ વચ્ચે એલાશાપેલની સંધિ થઈ અને એ સંધિની રૂએ મદ્રાસ અંગ્રેજોને પાછું મળ્યું.

### ડ્યુપ્લેએ કરેલી શોધ

થોમના યુદ્ધમાં ડ્યુપ્લેએ પોતાના એક હજારના લશ્કરથી નવાબના દશ હજારના લશ્કરને જે હાર આપી એની અસર હિંદના ઇતિહાસમાં ઘણી ગંભીર થઇ. ડ્યુપ્લેએ તે દિવસથી જાણ્યું કે હિન્દનું દેશી લશ્કર બહુ ઉપયોગી નીવડશે હિન્દમાં ફ્રેન્ચસત્તા સ્થાપવીજ હોય તો ફ્રેન્ચ કંપની પાસે પૂરતું લશ્કર રહેવું જોઇએ. અને એવું મોટું લશ્કર ફ્રાન્સમાંથી બોલાવી હિન્દમાં રાખવું પાલવે તેમ ન હતું; કારણ ફ્રાન્સ-

માંજ મોટા લશ્કરની જરૂરીઆત હરઘડીએ પડયા કરતી હતી. તો એવી સ્થિતિમાં ફ્રાન્સના ઝાઝા સૈનિકો હિંદ જેવા દૂરના દેશમાં કાયમ માટે રહી ન શકે કે ખપ પડે ત્યારે આવી પણ ન શકે. એટલે ડયુપ્લેના મનમાં પોતાના ફ્રેન્ચ લશ્કરી બળનું કમીપણું હરઘડીએ સાલ્યા કરતું હતું અને એથી એનો મહત્ત્વાકાંક્ષી ઉત્સાહ પણ ઘણે દરજ્જે મોળો પડી જતો; પરંતુ નવાબ સાથેના યુદ્ધમાં એણે પોતાની સગી આંખે જોયું કે હિન્દનું દેશીસૈન્ય હિંદનાજ બીજા દેશીસૈન્ય સાથે બહુ હોશિયારીથી અને નિમકહલાલીથી લડી શકે છે. પોતાના હાથ નીચે દેશી સિપાઇઓનું લશ્કર જમાવવામાં એ ડયુપ્લેને મનમાં બહુ બહુ સંકોચ રહેતો હતો. એ વિચક્ષણ નર પોતાના મનમાં સંકોચાયા કરતો હતો કે હિન્દનું દેશીલશ્કર પોતાના દેશીભાઇઓ સામે હથિયાર કેમ ઉપાડશે ? અને એક વખત હથિયાર ઉપાડે તોય જોતજોતામાં દગો કેમ ન દઇ શકે ! હિન્દના દેશી સિપાઇઓ એક પરદેશીના હુકમથી પોતાના ભાઇઓ ઉપર જુસ્સામાં આવીને લડી શકે એ વિચારજ એના ભેજામાં આવી શકતો ન હતો.

વળી એણે એ પણ જોયું કે યૂરોપી ઢબથી કેળવાયેલું દેશી લશ્કર પણ યૂરોપી લશ્કર જેટલુંજ કામ આપી શકે છે; અને ઉપરાંત દેશીલશ્કર નીભાવવામાં લાભ એ જોયો કે દેશીઓ બહુ ઓછા ખર્ચે રાખી શકાતા અને લડાઈના વખતે પણ એમને જેવો આપે તેવો અને જેટલો આપે તેટલો ખોરાક ચાલી શકતો.

હિંદના હવે પછીના ઇતિહાસમાં ડયુપ્લેની આજ શોધે મહાન પરિવર્તનો ઉપજાવ્યાં છે એ આપણે જોઇશું. ડયુપ્લેથી આ શોધ થઇજ ન હોત તો હિંદથી સાત હજાર માઇલ દૂર વસતા પરદેશીઓ આ દેશમાં રાજ્ય સ્થાપવાને શકિતમાન કદીજ ન થયા હોત. એટલે દૂરથી લશ્કરો લાવવાં અને એ લશ્કરોનાં ખર્ચો નીભાવવા એ પરદેશી વેપારીઓને કદીજ ન ફાવત. હિન્દના લશ્કરથીજ હિન્દને જીતી લેવાની આવી શોધ કરનાર મૂળ પુરૂષ આ ફ્રેન્ચ નર ડયુપ્લેજ હતો.

# પ્રકરણ ૪ થું

# ફ્રેંચસત્તાનો મધ્યાહ્ન અને અંત

## ભાવતું મળ્યું

મુગલસામ્રાજ્યથી સ્વતંત્ર થઈ પડેલો દક્ષિણનો સૂબો આસફજાહ નિઝામ ઇ. સ. ૧૭૪૮માં મરણ પામ્યો. તેની પછવાડે રાજ્ય માટે એના પુત્રો વચ્ચે કજીઓ શરૂ થયો. જ્યેષ્ટ પુત્ર તો દિલ્હીમાં બાદશાહનો વઝીર હોવાથી બાપના રાજ્ય માટે એણે કશી ખટપટ કરી નહિ; પણ બીજા પુત્ર નસીરજંગે રાજ્ય ગાદીનો દાવો કર્યો. એની સામે આસફજાહનો દૌહિત્ર મુજફ્ફરજંગ પણ રાજ્ય મેળવવા બહાર પડયો. આથી મામા ભાણેજ વચ્ચે લડાઈ શરૂ થઇ. આ ખટપટમાં કર્ણાટકના અન્વરૂદ્દીન પહેલાંના નવાબનો જમાઈ ચંદાસાહેબ પણ જોડાયો. ચંદાસાહેબે મુજફ્ફરજંગ સાથે એક ગાંઠ કરી. જો મુઝફ્ફરજંગ દક્ષિણનો સૂબો થાય તો મુઝફ્ફરજંગે ચંદાસાહેબને પણ કર્ણાટકનો નવાબ બનાવવો એવી શરતે ચંદાસાહેબે મુઝફ્ફરજંગને નિઝામની ગાદી મેળવવામાં મદદ આપવાનું કબુલ્યું. હવે ચંદાસાહેબ તો મૂળથી ફ્રેંચોના પક્ષમાં ભળતોજ હતો અને ફ્રેંચોની મદદથીજ ટકી રહ્યો હતો; એટલે એણે ફ્રેંચોને પણ મુઝફ્ફરજંગની ખાસ ઇચ્છાથી મદદમાં લીધા. ફ્રેંચોની મદદ મળવાથી મુઝફ્ફરજંગ અને ચંદાસાહેબનો પક્ષ બળવાન થયો. અને ડયુપ્લેને પણ આ અણચિંત્યા સંજોગો મળી જવાથી ભાવતુંજ મળી ગયું. હિન્દમાં ફ્રેંચસત્તા સ્થાપવાનો એનો નિશ્ચય કાયમનો થઇ ગયો હતો. અને પોતાનો એ નિશ્ચય પાર પડે એવો લાગ એ શોધ્યાજ કરતો હતો એવામાંજ આ અનુકૂળ સંજોગો એને સાંપડી ગયા. ડયુપ્લે આવા ઉજળા સંજોગોને હાથમાંથી જવા દે એવો હતોજ નહિ. એ જાણતો હતો કે જો દક્ષિણ હિંદમાં ફ્રેંચબળનો ધાક એક વખત બેસી જાય અને જો હૈદરાબાદનો નિઝામ કે કર્ણાટકનો નવાબ એક વખત ફ્રેંચ-

સત્તાના અહેશાન નીચે આવી જાય તો પછી ગમે તે વખતે ફ્રેંચ-સત્તાનો પાયો હિન્દમાં નાખી શકાય. અને આ બધા ભવિષ્યના વિચારોથીજ ડયુપ્લેએ મુઝફ્ફરજંગ અને ચંદાસાહેબને મદદ આપવાનું બહુ હર્ષથી કબુલ્યું હતું.

## અંબુરની લડાઈ

ડયુપ્લેએ મદદ આપવાનું કબુલ્યા પછી તરતજ મુઝફ્ફરજંગ અને ચંદાસાહેબની મદદે બુસી નામના ફ્રેંચ સરદારને લશ્કર આપી મોકલ્યો. ફ્રેંચ લશ્કરની મદદ આવી પહોંચવાથી તરતજ મુઝફ્ફરજંગે અને ચંદાસાહેબે કર્ણાટકના નવાબ અન્વરૂદ્દીન ઉપર હલ્લો કર્યો અને તેને અંબુર આગળ હરાવી માર્યો, ઇ. સ. ૧૭૪૯. અન્વરૂદ્દીનના મરાયાથી એનો પુત્ર મુહમ્મદઅલી નાસી જઈ ત્રિચીનાપલ્લીમાં ભરાયો. આ ફત્તેહ મેળવ્યા પછી મુઝફ્ફરજંગ અને ચંદાસાહેબ બન્ને પોન્ડીચેરીમાં ગયા. અને ત્યાં ડયુપ્લેએ ચંદાસાહેબને કર્ણાટકના નવાબ તરીકે અને મુઝફ્ફરજંગને દક્ષિણના સૂબા તરીકે જાહેર કર્યા. ફ્રેંચોની આ મદદના બદલામાં મુઝફ્ફર-જંગે તેમને ૮૧ ગામો આપ્યાં અને કૃષ્ણાથી કોમોરીન ભૂશિર સુધી ફ્રેંચનું ઉપરીપણું સ્વીકાર્યું.

## ફ્રેંચ સત્તાનો વધારો

બુસીએ અંબુરની જીતમાં વિજયી ભાગ ભજવ્યા પછી ઇ. સ. ૧૭૫૦માં જીંજીગઢ સર કર્યો. ફ્રેંચોએ દક્ષિણમાં કરેલી ઉથલપાથલના સમાચાર સાંભળી નસિરજંગ જે દક્ષિણની સૂબાગીરીનો હકકદાર ઉમેદવાર હતો તે મોટું લશ્કર લઇ ચઢી આવ્યો; પણ રસ્તામાંજ તેના કોઈ દુશ્મને એનો ઘાટ ઘડી નાખ્યો. બીજી બાજુ બુસી મુઝફ્ફરજંગને સાથે લઇ હૈદરાબાદની ગાદીએ બેસાડવા જતો હતો. એટલામાં મુઝફ્ફરજંગને પણ તેના કોઇ દુશ્મને મારી નાખ્યો. પણ આથી બુસીએ હિંમત નહિ હારતાં નિઝામના ત્રીજા પુત્ર સલાબતજંગને ગાદીએ બેસાડયો અને તેની પાસે ફ્રેંચનું ઉપરીપણું સ્વીકારાવ્યું. હૈદરાબાદની ગાદીએ નવો

બેસાડેલો સલાબતજંગ સલામત ન હોવાથી એની સલામતી માટે બુસી પોતાનું ફ્રેન્ચ લશ્કર રાખી ત્યાંજ રહ્યો અને તેના લશ્કરના ખર્ચ બદલ સલાબતજંગ પાસેથી ઉત્તર સરકારનો પ્રાંત લીધો, ઇ. સ. ૧૭૫૩. આ બધી સહીસલામત જીતથી ડયુપ્લે તો ફુલીને ફાળકોજ થઈ ગયો હતો. આખી ફ્રેંચ કંપનીમાં ડયુપ્લેના આ ડહાપણનાં અને અદમ્ય ઉત્સાહનાં મોંફાટ વખાણ થતાં હતાં. હવે ડયુપ્લેને પણ પોતાની ધારણા પાર પડયા જેવી જણાઇ અને તેણે આ ફત્તેહની યાદગીરીમાં એક મિનારો ચણાવ્યો અને તેની આસપાસ ડયુપ્લે ફત્તેહાબાદ નામનું એક નવું શહેર વસાવ્યું.

## મુંઝવણમાં પડેલા અંગ્રેજો

ફ્રેંચોની આ બધી ધડમથલ દરમીઆન અંગ્રેજકંપની તો શાંત પડી પડી વેપાર ચલાવ્યેજ જતી હતી. પણ જ્યારે અંગ્રેજકંપનીએ જોયું કે ડયુપ્લેએ તો ફ્રેંચકંપનીને રાજદ્વારી ક્ષેત્રમાં ઝુકાવીને ફ્રેંચ સત્તા પૂરેપૂરી જમાવી હતી અને ચંદાસાહેબને કર્ણાટકનો નવો નવાબ નીમ્યો હતો. અંગ્રેજકંપનીએ એ પણ જાણ્યું કે ચંદાસાહેબ હવે ફ્રેંચના હાથમાં રમકડાની માફક રમશે અને એમ થાય તો એ નવો નવાબ ફ્રેંચોની શિખવણીથી અંગ્રેજકંપનીના ઉચાળા ભરાવે પણ ખરો. આમજ થાય તો અંગ્રેજકંપનીને હિન્દનો વેપાર કાયમને માટે છોડી દેવાનો વખત આવી પડે. આ પરિસ્થિતિમાં શું કરવું એની મુંઝવણમાં અંગ્રેજકંપની પડી. આ વખતે મુહમ્મદઅલી ચંદાસાહેબથી ભય પામી નાસીને ત્રિચીનાપલ્લીના મજબુત કિલ્લામાં ભરાઇ પેઠો હતો અને એની પછવાડે ચંદાસાહેબનું લશ્કર આવીને ત્રિચીનાપલ્લીને ઘેરો ઘાલી પડયું હતું. એ દુઃખને વખતે મુહમ્મદઅલીએ બહારથી અંગ્રેજ, મરાઠા, અને તંજાવરના રાજાની મદદ માગી હતી. અંગ્રેજકંપનીને પણ લાગ્યું કે જો હિન્દમાં રહેવુંજ છે તો મુહમ્મદઅલીને એની ખાતર નહિ પણ પોતાનીજ સહીસલામતી ખાતર બનતી મદદ

આપવીજ જોઇએ. અને તેથીજ મદ્રાસના અંગ્રેજ ગવર્નરે મુહમ્મદઅલીને પક્ષ લેવાનું યોગ્ય ધાર્યું. પરંતુ અંગ્રેજકંપની પાસે ફ્રેંચકંપની જેવી લડાયક તૈયારીઓ મોટા પ્રમાણમાં હતીજ નહિ. દેશી કજીઆઓમાં અંગ્રેજકંપની કદી પણ માથું મારવાનું પસંદ ન કરતી હોવાથી એની પાસે મોટું લશ્કર હતું નહિ. જે થોડા સિપાઇઓ હતા તે ફક્ત કોઠી સાચવવા માટે અને અણધારી આફત વખતે આત્મરક્ષણ પૂરતા હતા. છતાં અણીના પ્રસંગે જે થાય તે કરી છૂટવાનો નિશ્ચય મદ્રાસના ગવર્નરે કર્યો.

## " આર્કટનોવીર " રણમેદાને

જ્યારે મદ્રાસનો ગવર્નર કઇ રીતે મુહમ્મદઅલીને મદદ આપવી એ બાબતમાં ગુંચવાયા કરતો હતો ત્યારે કંપનીના દફતરી કામમાં નાલાયકી ધરાવતો પણ લડાઇના કાર્યમાં મર્દાઇ ભર્યો રસ લેતો રૉબર્ટ ક્લાઇવ નામનો નરવીર આગળ આવ્યો; અને એ મુશ્કેલીભર્યા કાર્યમાં નાનકડા લશ્કરથી શી રીતે કામ લેવું અને મુહમ્મદઅલીને શી રીતે મદદ આપવી એની પોતાના ભેજામાં ઉગી આવેલી નૂતન યોજના મુઝાતા ગવર્નરને જણાવી. જો પોતાને એ નાના લશ્કરની સરદારી આપવામાં આવે તો સીધો પોતે આર્કટને ઘેરો ઘાલે અને આર્કટને, અરક્ષિત હોઇ, પ્રથમ સર કરે. અને એમ થાય તો જરૂર ચંદાસાહેબ ત્રિચીનાપલ્લીનો ઘેરો ઉઠાવી આર્કટ પાછું લેવા દોડે અને મુહમ્મદઅલી સહેજે છૂટો થાય. ક્લાઇવની આ યુક્તિ બધાને પસંદ પડી અને એના કહેવા પ્રમાણે બધી સગવડ મદ્રાસના ગવર્નરે એને કરી આપી. એટલે ક્લાઇવ ૨૦૦ યૂરોપીઅન અને ૩૦૦ દેશી સિપાઇઓનું લશ્કર લઈ આર્કટને ઘેરો ઘાલવા ઉપડ્યો. આર્કટમાં તો ચંદાસાહેબ કે કોઇ હતુંજ નહિ એટલે કશી પણ મુશ્કેલી વિના આર્કટનો કબજો ક્લાઇવે લીધો. આ વાતની બાતમી ચંદાસાહેબને પહોંચતાંજ એણે પોતાના પુત્ર રાજાસાહેબને ત્રિચીનાપલ્લીથી દશ હજારનું સૈન્ય આપી આર્કટ પાછુ જીતવા મોકલ્યો.

રાજાસાહેબે આર્કટને ઘેરો ઘાલ્યો પણ સાત અઠવાડીઆં સુધી ક્લાઇવે બહાદુરી ભર્યો બચાવ કર્યો. અંગ્રેજોની એ બહાદુરી જોઇને મોરારીરાવ નામનો મરાઠા સરદાર ખુશ થયો તથા તેઓ કોઈ વખતે પોતાને મદદરૂપ થઇ પડશે એમ જાણી અગ્રેજોની મદદે પોતાનું મરાઠી લશ્કર લઈ આવી પહોંચ્યો. મરાઠાઓના આવવાથી રાજાસાહેબે જોયું કે હવે બાજી હાથમાંથી ગઈ છે એટલે ઘેરો ઉઠાવી જતો રહ્યો.

## આર્ની મુકામે લડાઈ

મરાઠાઓની અણધારી મદદથી ક્લાઇવમાં નવો ઉત્સાહ આવ્યો હતો. એવામાં મદ્રાસથી બીજું પણ એક નાનું દેશી લશ્કર ક્લાઇવની મદદે આવી પહોચ્યું. હવે લશ્કરમાં ભરતી થવાથી ક્લાઇવ લડાઈ કરવાનો નિશ્ચય કરી રાજાસાહેબની પછવાડે પડયો. આર્નો મુકામે ક્લાઇવે રાજાસાહેબને પકડી પાડયો અને યુદ્ધ મચાવ્યું, ઈ. સ. ૧૭૫૧. આ યુદ્ધમાં રાજાસાહેબ હાર્યો અને તેને નાસી જવું પડયું. એ જય મળ્યા પછી ક્લાઇવ મુહમ્મદઅલીના છૂટકારા માટે આગળ ધસ્યો. રસ્તામાં બીજી પણ લશ્કરી મદદ એને મળતી ગઇ. કલાઇવને ત્રિચીનાપલ્લી આવતો સાંભળી ચંદાસાહેબ ઘેરો ઉઠાવી શ્રીરંગમ જતો રહ્યો. ક્લાઇવે શ્રીરંગમને ઘેરો ઘાલ્યો અને ચંદાસાહેબને ખૂબ પજવ્યો. અંતે હારીને ચંદાસાહેબ તાંજોરના રાજાને શરણે ગયો પણ એ રાજાએ એનો ઘાત કરાવ્યો. ચંદાસાહેબના મરણથી ફ્રેંચ લશ્કર પણ તાબે થયું, ઈ. સ. ૧૭૫૧. પણ હજી ડયુપ્લેનો મદ હેઠો બેઠો ન હતો. એ ફરી પોતાનું સૈન્ય જમાવી અંગ્રેજોની સામે આવ્યો; અને બાહુર મુકામે એક જંગ અંગ્રેજો જોડે ખેલ્યો પરંતુ એ લડાઇમાં મેજર લોરેન્સે એને સજ્જડ હરાવ્યો. આ પછી રૉબર્ટ ક્લાઇવ ઈંગ્લાંડ ગયો, ઇ. સ. ૧૭૫૨.

## ફ્રેંચ અને અંગ્રેજ વચ્ચે સંધિ

ક્લાઇવના સ્વદેશ ગયા પછી પણ ફ્રેંચ અને અંગ્રેજ કંપની વચ્ચે વારંવાર નાની નાની લડાઇઓ થયા કરતી. અને એ પ્રમાણે

બન્ને કંપનીઓ વેપારરોજગારમાં ખુવાર બનતી હતી. ફ્રાન્સની સરકારને પણ લાગ્યું કે આ બધી પાયમાલીના મૂળમાં ડ્યુપ્લેજ છે. જો કે ડ્યુપ્લેએ ફ્રેંચસત્તા વધારી ઘણા સારા પાયા ઉપર લાવી મૂકી હતી તો પણ વારંવાર લડાઈઓમાં ઉતરી તેણે કંપનીને દેવાદાર બનાવી હતી, આથી ફ્રેંચ સરકારને એની રાજ્યનીતિ પસંદ ન પડી અને એને પાછો બોલાવી લઈ એની જગ્યાએ હિન્દમાં ગોડ્યુને મોકલ્યો. ગોડ્યુએ હિન્દમાં આવી અંગ્રેજો સાથે પોન્ડીચરી મુકામે સંધિ કરી, ઇ. સ. ૧૭૫૫. એ સંધિથી બન્ને પક્ષને દેશીરાજ્યોના ઝગડામાં ઉતરવું નહિ તથા બન્ને કંપનીઓએ એક બીજાનો જીતેલો મુલક પાછો સોંપી દેવો અને ફ્રેંચોએ મુહમ્મદઅલીને કર્ણાટકના નવાબ તરીકે કબુલ રાખવો એવું ઠર્યું.

## બીજો ફ્રેંચ વિગ્રહ અને ફ્રેંચ સત્તાનો અંત

પોન્ડીચરીની સંધિ થયા પછી એકજ વર્ષે એટલે ઈ. સ. ૧૭૫૬ માં ફરી પાછી યૂરોપમાં ઇગ્લંડ અને ફ્રાન્સ વચ્ચે લડાઈ સળગી. એ સાત વર્ષની લડાઇ કહેવાય છે. એટલે ફ્રાન્સની સરકારે ઇંગ્લંડ ઉપર વેર લેવાને કાઉન્ટ ડી લૅલી નામના સરદારને એક મોટું લશ્કર આપી હિન્દમાં અંગ્રેજકંપનીને હેરાન કરવા મોકલ્યો, ઈ. સ, ૧૭૫૮. લૅલી પોન્ડીચરીમાં આવ્યો અને તરતજ તેણે ફ્રોર્ટ સેંટ ડેવિડને ઘેરો ઘાલી એક માસમાં તે સર કર્યો અને પાછળથી એ કિલ્લાને જમીન દોસ્ત કરી નાખ્યો. આ વિજયથી ઉન્મત્ત બની લૅલીએ બુસીને હૈદરાબાદમાંથી પોતાની મદદે બોલાવ્યો; અને બન્ને જણાએ આગળ વધી મદ્રાસને ઘેરો ઘાલ્યો. પણ એ ઘેરો એમને ઉઠાવી લેવો પડયો. ઈ સ. ૧૭૫૯માં કર્નલ કૂટ નામના અંગ્રેજ સરદારે લૅલીના લશ્કરને વૉન્ડિવાસ પાસે હરાવ્યું અને બુસીને એજ યુદ્ધમાં કેદ કર્યો. લૅલી જીવ બચાવવા નાસીને પોન્ડીચરીમાં ભરાયો. અંગ્રેજો પછવાડે પડયા અને પોન્ડીચરીને ઘેરો ઘાલ્યો. લૅલીએ વીરતાથી પોન્ડીચરીનું રક્ષણ કર્યું પણ આખરે ખોરાક ખુટી પડવાથી તેને તાબે થવું પડયું; અને પોન્ડીચરી અંગ્રેજોના હાથમાં ગયું. આ

પ્રમાણે અંગ્રેજોએ ફ્રેંચસત્તાનો કર્ણાટકમાંથી અંત આણ્યો અને ડયુપ્લેએ બાંધેલી હવાઇ આશાઓ કાયમને માટે છિન્નભિન્ન થઇ ગઇ. ફ્રેંચકંપની ઈ. સ. ૧૭૬૯થી હિન્દમાં વેપાર કરતી બંધ પડી અને તેજ સાલથી ફ્રાન્સની સરકારે હિન્દના ફ્રેંચ કંપનીનાં થાણાનો કબજો અને વહીવટ પોતાના હાથમાં લઇ લીધો. હાલ ફ્રેંચને તાબે હિન્દમાં પોન્ડીચરી, માહી, ચંદ્રનગર, યાનાન, અને કારીકલ બંદરો છે.

## પ્રકરણ ૫ મું

## ફ્રેંચ સરદારો

### ડયુપ્લે

હિન્દમાં ફ્રેંચસત્તા સ્થાપવા માટે પ્રાણ પાથરનાર ડયુપ્લે પ્રથમ બંગાળામાં આવેલ ચંદ્રનગરની ફ્રેંચ કોઠીનો ઉપરી થઇને આવ્યો હતો. પોતાની ચંદ્રનગરની કારકીર્દી દરમિયાન એણે ફ્રેંચકંપનીનો વેપાર ખૂબ વધારી દીધો. જાપાન, ચીન અને તિબેટ સુધી એણે વેપાર ચલાવ્યો હતો અને હિન્દમાં પણ ઘણી નવી વખારો નાખી હતી. ત્યાર પછી ઈ. સ. ૧૭૪૧માં પોન્ડીચરીના ગવર્નર તરીકે નીમાયો. પોન્ડીચરીમાં આવ્યા પછી દક્ષિણ હિન્દની રાજકીય અવ્યવસ્થા જોઇને અને ફ્રેંચોના દુશ્મન ગણાતા અંગ્રેજોની કોઠી પડોશમાંજ ધમધોકાર ચાલતી જોઇને ડયુપ્લેને બે વિચારો આવ્યા. એકતો દક્ષિણના રાજકીય અંધેરનો લાભ લઈ ફ્રેંચસત્તા દક્ષિણમાં સર્વોપરી કરવી અને બીજો દુશ્મન ગણાતી અંગ્રેજકંપનીને હિન્દમાંથી હાંકી કાઢી હાથ ઘસતી કરી દેવી. અને

આ બે જીવનલક્ષ્યો પૂર્ણ કરી લેવાનો વખત જ્યારે આ મહાત્વાકાંક્ષી વીરનરના હાથમાં આવ્યો ત્યારે એણે એનો પૂરતો ઉપયોગ પણ કરી લીધો. લાબોર્ડોને પોતાની મદદે બોલાવી એણે અંગ્રેજોને પહેલાં ખૂબ રંજાડયા, અને એમને હિન્દમાંથી હાંકી કાઢવા પ્રયત્ન કર્યો પણ ફોગટ ગયો. આ પછી ઇ. સ. ૧૭૪૮માં જે રાજકીય ખટપટ નિઝામના રાજ્યમાં અને કર્ણાટકમાં ઉભી થઇ તેમાં પણ ડયુપ્લે છાતી કાઢી પડયો અને પોતાનાજ પક્ષકારોને નિઝામની અને કર્ણાટકની ગાદીઓ અપાવી. આ બનાવથી ફ્રેંચોની સત્તા ડયુપ્લેએ ખૂબ વધારી મૂકી. આખા દક્ષિણ હિન્દમાં ફ્રેંચોની વધતી સત્તાના બળે અંગ્રેજોને પણ મુંઝવ્યા અને આખરે એ ગંભીર મામલામાંજ હિન્દમાં અંગ્રેજોનો તારણહાર અને અંગ્રેજીસત્તાનો પાયો નાખનાર વીરનર રૉબર્ટ ક્લાઇવ ઝળકી ઉઠયો. આ રૉબર્ટ ક્લાઇવેજ ડયુપ્લેની પ્રબળ સત્તા સામે થવાને પહેલુ બીડું ઝડપ્યું અને એ ફાવ્યો. ડયુપ્લેએ ક્લાઇવના જોરે સરી પડતી ફ્રેંચસત્તાને ટકાવી રાખવા તનતોડ મહેનત કરી પણ આખરે એ ન ફાવ્યો તે નજ ફાવ્યો. એના બધા દાવ ઉંધા પડયા અને એ શૂરવીર સરદારને નામોશીભેર હિન્દનો કિનારો છોડવો પડયો. ફ્રાન્સમાં એના ઉપર ફ્રેંચસત્તાને નબળી પાડવાનો અને ફ્રેંચકંપનીને દેવામાં ઉતારી દેવાના આરોપ મૂકાયા. રાજ્યની એના ઉપર અપ્રીતિ થઈ, લોકોએ એના ઉપર કંપનીને ધીરેલાં નાણાં માટે દાવાઓ કર્યા, અને સરકારે એનાં ઘરબાર પણ જપ્ત કર્યાં. એ કાળજુ કોરે એવી નામોશી મળવાથી ડયુપ્લેનું હૃદય ઘવાઇ ગયું અને ત્યાર પછી તરતજ ચાર માસની મુદતમાં એનો કાળ થયો, ઇ. સ. ૧૭૬૪.

### બુસી

ડયુપ્લે જ્યારે પોન્ડીચરીમાં ગવર્નર નીમાઇને આવ્યો ત્યારે ફ્રેંચ સૈન્યનો સરદાર બુસી હતો. આ સરદાર બહુ બહાદુર અને ધાર્યું કામ કરવાની છાતી એનામાં હતી. મુઝફ્ફરજંગને હૈદરાબાદની ગાદીએ સહિસલામત બેસાડવા અબુરની લડાઈના વિજેતા આ બુસીનેજ સૈન્ય

આપી ડયુપ્લેએ મોકલ્યો હતો. પણ મુઝફ્ફરને રસ્તામાં કોઇએ દગાથી મારી નાખ્યો. એ કારી બનાવથી હિંમત ન હારતાં બુસીએ માજી નિઝામના ત્રીજા પુત્ર સલાબતજંગને ગાદીએ બેસાડયો અને એની પાસે ફ્રેંચોની સર્વોપરી સત્તા કબુલાવી અને પોતે જાતે એ સલાબતજંગના રક્ષણ માટે હૈદરાબાદમાં રહ્યો અને એ બદલ ઉત્તર સરકારનો પ્રાંત નિઝામ પાસેથી ફ્રેન્ચ કંપનીને અપાવ્યો. આ બુસીએ લગભગ સાત વર્ષ સુધી નિઝામના રાજ્યમાં રહી ફ્રેંચસત્તાને ઘણા સારા પાયા ઉપર લાવી મૂકી. જો લૅલીએ ઉતાવળ કરી બુસીને નિઝામના રાજ્યમાંથી પોતાની મદદે બોલાવી ન લીધો હોત તો ફ્રેંચસત્તાનો અંત નિઝામના રાજ્યમાંથી કદીજ ન આવત. આ બુસી છેલ્લા ફ્રેંચ અને અંગ્રેજ વચ્ચેના વિગ્રહમાં વૉન્ડિવાસ મુકામે હાર્યો અને કેદ પકડાયો હતો, ઇ. સ. ૧૭૫૯.

## લૅલી

યૂરોપમાં આ ફ્રેંચ સરદારે ચાલીસ વર્ષ સુધી યુદ્ધ ખેલ્યાં હતાં. યુદ્ધકળામાં એની હોશિયારી અને પ્રવીણતા ઘણી હતી. ઈ. સ. ૧૭૫૮ માં ફ્રેંચ સરકારે આ લૅલી સરદારને ખાસ સૈન્ય આપી ફ્રેંચસત્તા હિન્દમાં વધારવા અને અંગ્રેજ સત્તાને તોડી પાડવાના અચૂક ઉદ્દેશથીજ મોકલ્યો હતો. પોન્ડીચરીમાં આવતાંજ તેણે ફૉર્ટ સેંટ ડેવિડના કિલ્લાને સર કરી જમીનદોસ્ત કર્યો. આ વખતે અંગ્રેજોનો માનીતો વીરનર ક્લાઇવ બંગાળામાં નવાજ કામમાં ગુંથાયો હતો. તેથી લૅલીને ફ્રેંચસત્તાનો ઝુંડો ફરકાવવાની બધી અનુકૂળતા મળી રહી હતી અને બહુ વેગથી એ પોતાનું કાર્ય આટોપી લેવા માંગતો હતો. એનો વિચાર તાબડતોબ મદ્રાસ સર કરી લેવાનો હતો; પણ પોન્ડીચરીની સરકારે એને જોઇતી નાણાંની સગવડ આપવાની ના પાડી એથી એનો વધતો જુસ્સો જરા નરમ પડી ગયો. પણ તરતજ એણે બુસીને હૈદરાબાદથી પોતાની મદદે સૈન્ય સાથે તેડાવી લીધો અને મદ્રાસ તરફ ધસ્યો. પણ બુસીની મદદ માગવામાં એને જરા વખત ગયો એ દરમિયાન અંગ્રેજોને

બંગાળેથી મદદ આવી પહોંચી અને લૅલીને પાછા હઠવું પડયું અને આખરે વૉન્ડિવાસ મુકામે અંગ્રેજો જોડે યુદ્ધ આદરવું પડયું; પણ એમાં એ હાર્યો અને એને પોન્ડીચરી નાસી જવું પડયું. અંગ્રેજો પાછળ પડયા અને પોન્ડીચરીને ઘેરો ઘાલ્યો. એ વીર લૅલીએ બહાદુરીથી પોન્ડીચરીનો બચાવ કર્યો પણ આખરે ખોરાક ખુટી પડવાથી તેને તાબે થવું પડયું. આ સજ્જડ હાર પછી એની ફ્રેંચસત્તા સ્થાપવાની મનની મુરાદ મનમાંજ રહી ગઇ. ફ્રેંચસત્તા સ્થાપવાને બદલે એના હાથેજ ફ્રેંચસત્તાનો અંત આવ્યો. વૉન્ડિવાસની હાર પછી એ બધું ગુમાવી બેઠો. એ ફ્રાન્સ પાછો ગયો ત્યારે ત્યાંની સરકારે એના ઉપર ફ્રેંચસંસ્થાનો ગુમાવ્યાનો આરોપ મૂકયો અને એને કેદ કરવામાં આવ્યો. ત્યાર પછી એના ઉપર કેસ ચાલ્યો એમાં એ દૂષિત ઠર્યો એથી ફાંસીને લાકડે એનો જીવ લીધો. ઇ. સ. ૧૭૬૬.

# ભાગ ૫ મો

# ઈસ્ટ ઈન્ડિયા કંપની

## પ્રકરણ ૧ લું

## બંગાળામાં અંગ્રેજરાજ્યની સ્થાપના

### ૧

### બંગાળામાં અંગ્રેજ કંપનીની દુર્દશા

**બંગાળા અને ઈસ્ટ ઇન્ડિયા કંપની**

જ્યારે અંગ્રેજકંપનીએ પહેલવહેલી બંગાળામાં વેપારને માટે કોઠીઓ નાખવાની શરૂઆત કરી ત્યારે ત્યાં મુગલાઈ રાજ્યની આણ ફરતી હતી અને દિલ્હીની ગાદીએ બાદશાહ ઔરંગઝેબ રાજ્ય કરતો હતો. બંગાળામાં નવાબ મુર્શિદકુલીખાં સૂબા તરીકે કારભાર ચલાવતો હતો. બાદશાહ ઔરંગઝેબે મુર્શિદકુલીખાંની જમાબંધીના કાર્યમાં કુશળતા જોઇને અને એના પર ખુશ થઇ જઇને એને બંગાળા, બિહાર, અને ઓરિસાનો સૂબો નીમ્યો હતો. આ સૂબાએજ બંગાળામાં મુર્શિદાબાદ શહેર પોતાનું નામ અમર કરવા વસાવ્યું હતું. આ નવાબના વખતમાં અંગ્રેજોની કોઠીઓ પટણા, કલકત્તા, વગેરે સ્થળોમાં હતી. વેપારરોજગાર ઠીકઠાક નભ્યે જતો હતો. પણ જ્યારે ઇ. સ. ૧૭૪૧માં બંગાળાની સુબાગીરીએ નવાબ અલીવર્દિખાં હતો ત્યારે તેણે અંગ્રેજકંપનીને બંગાળામાં વેપારની ઘણી સારી સગવડો કરી આપી હતી. આ નવાબના વખતમાં દક્ષિણના મરાઠાઓની સત્તા પૂર બહારમાં ખીલેલી હતી અને જ્યારે લાગ આવે ત્યારે મરાઠાઓ બંગાળ ઉપર ધસી આવી લૂંટફાટ કરી જતા હતા. ઇ. સ. ૧૭૪૨માં રઘુજી ભોંસલેનો સરદાર ભાસ્કરપંથ

આવીને મુર્શિદાબાદ લૂંટી ગયો હતો. ત્યારપછી ઈ. સ. ૧૭૫૧ માં રઘુજી ભોંસલે જાતે મોટું લશ્કર લઇને બંગાળા ઉપર ચઢી આવ્યો હતો અને તે વખતે તો મરાઠાઓને ચોથ તરીકે દર સાલ બાર લાખ રૂપીઆ આપવાનું અલીવર્દિખાંને કબુલ કરવું પડયું હતું અને તે ઉપરાંત ઓરીસા પ્રાંતમાંનો કટક જીલ્લો પણ ભોંસલેને સોંપવો પડયો હતો. આ મરાઠાઓના કાયમના ત્રાસને લઇનેજ અંગ્રેજકંપનીને કલકત્તાની આસપાસ એક ઊંડી ખાઇ પોતાના રક્ષણાર્થે બાંધવી પડી હતી અને તે ખાઇ હજી પણ મરાઠાખાઇને નામે પ્રસિદ્ધ છે. આ નવાબ યૂરોપી પ્રજાઓ તરફ બહુ ભલમનસાઇથી વર્તતો હતો. આ વખતે કલકત્તામાં અંગ્રેજો ઉપરાંત ચંદ્રનગરમાં ફ્રેંચ અને ચિન્સુરામાં ડચ લોકો વેપાર અર્થે કોઠીઓ ઘાલી રહેતા હતા. આ સખીદિલના નવાબ વિષે લખતાં બંગાળાનો ઇતિહાસ લખનાર અંગ્રેજ મી. સ્ટુઅર્ટ કહે છે કે નવાબ અલીવર્દિખાં બહુ મમતાળુ, રાજ્યકાર્યમાં પ્રવીણ, અને યુદ્ધકાર્યમાં એકદમ હિંમત ન હારે એવો હતો. આ પ્રજાપ્રેમી નવાબને એની રૈયત ખરા જીગરથી ચાહતી હતી. આ ભલો નવાબ ઈ. સ. ૧૭૫૬માં મરણ પામ્યો. તેના પછી એનો પૌત્ર સિરાજ ઉદ્દૌલા ગાદીએ આવ્યો.

## સિરાજઉદ્દૌલા અને અંગ્રેજો

નવો નવાબ સિરાજ ઉદ્દૌલા જુવાનીના તોરમાં જરા છકી ગયેલો અને સ્વભાવે તીખા મરચા જેવો હતો. ગાદીએ સત્તર વર્ષની ઉંમરે આવેલો એટલે રાજ્યકારભારની ગતાગમ જરા ઓછી હતી. એનામાં એ જમાનાનું ઘાતકીપણું હશે પણ ઊંડી લુચ્ચાઈ ન હતી. સામાનું કપટ ન પારખી શકે એટલો એ મોજીલો નવાબ ભોળો હતો અને સાથે વિશ્વાસુ પણ એટલોજ હતો. એ મોજીલા નવાબે ગાદીએ આવ્યા પછી એની માલમત્તા લૂંટી લેવાનું ધાર્યું પણ તે પહેલાં તો રાજવલ્લભનો પુત્ર કૃષ્ણદાસ પોતાની સઘળી દોલત લઇ પોતાના જાનમાલની સલામતી માટે કલકત્તે અંગ્રેજોના આશ્રયે ગયો. નવાબ સિરાજઉદ્દૌલાએ

કૃષ્ણદાસને પાછો સોંપી દેવા અંગ્રેજકંપનીના ગવર્નર ડ્રેકને કહેવડાવ્યું; પણ ડ્રેક નવાબના એ કહેણને ગાંઠ્યો નહિ. એટલે નવાબનો પીતો ઉછળી ગયો અને તાબડતોબ કલકત્તાનો નવો બાંધેલો કિલ્લો તોડી પાડવા કલકત્તાના ગવર્નરને ફરમાવી દીધું. ગવર્નરને અંગ્રેજ અને ફ્રેંચ વચ્ચે લડાઈ થવાનો ભય હતો એથી અંગ્રેજકંપનીની સલામતી માટે એણે કિલ્લો નવેસરથી સમરાવ્યો હતો. નવાબના હુકમમાત્રથી એ કિલ્લો તોડી પાડવાનું બની શકે તેમ ન હતું તેથી ગવર્નર ડ્રેકે નવાબને ધસીને ના પાડી દીધી કે એ કિલ્લો તોડી નાંખવાનું નહિ બને અને કૃષ્ણદાસને પાછા સોંપી દેવાનું પણ નહિ બને. આવો નહિ ધારેલો ઉદ્ધત જવાબ મળતાં તો નવાબના રૂંએરૂંએ આગ સળગી અને પોતાના ઉતાવળીઆ ને તોરી સ્વભાવ પ્રમાણે તાબડતોબ પોતાના માણસો મોકલી દઈ કાસીમ બજારમાં આવેલી અંગ્રેજકોઠી લૂંટાવી દીધી અને ત્યાંના ઘણાખરા અંગ્રેજોને કેદ કર્યા; અને ત્યાર પછી પોતે પણ એક લશ્કર લઇ કલકત્તા પર અંગ્રેજોને બંગાળામાંથી હાંકી કાઢવાના ઇરાદાથી ચઢી આવ્યો, ઈ. સ. ૧૭૫૬.

## અંગ્રેજોની દુર્દશા અને અંધારી કોટડી

કલકત્તાના અંગ્રેજ વેપારીઓ તો લગભગ અડધી સદીથી પોતાના વેપાર સિવાય બીજા કશામાં લક્ષ આપતા ન હતા. અણચિન્ત્યા હુમલા સામે રક્ષણ કરી શકે એવું એમનું પરિબળ ન હતું; તેથી નવાબને લશ્કર લઇ ધસી આવેલો સાંભળીને ગવર્નર ડ્રેકના તો હાંજા ગગડી ગયા અને એતો અંગ્રેજ બૈરાં છોકરાંઓને એક વહાણમાં ભરી ઉભી પૂછડીએ નાઠો. એની સાથે બીજા બીકણ અંગ્રેજો પણ નાસી ગયા. ગવર્નર ડ્રેક આવા હુમલાના ધાંધલથી કદી અગાઉ પરિચિત ન હતો; અને જરા સ્વભાવે બીકણ પણ ખરો. એટલે એના નાસી જવા પછી પછવાડે રહેલા અંગ્રેજોએ એક મી. હોલવેલને પોતાનો સરદાર નીમી નવાબ સામે ટક્કર લેવાનો નિશ્ચય કર્યો. હોલવેલે પણ જાન ઉપર આવી

ત્રણ દિવસ સુધી પોતાનો બચાવ કર્યો. નાસી ગયેલા અંગ્રેજોને પાછા મદદે બોલાવવા એણે બહુએ પ્રયત્નો કર્યા પણ એમાંનું કોઈ ફરક્યું નહિ. આખરે એ બિચારાને નવાબના લશ્કરના બળને તાબે થવું પડયું; અને નવાબના લશ્કરે કલકત્તામાં દાખલ થઇ અંગ્રેજોની કોઠી બહુએ ફેંદી નાંખી પણ ધાર્યા પ્રમાણે કશો ખજાનો હાથ ન લાગ્યો. જેટલા અંગ્રેજો ત્યાં હતા તે બધાને નવાબે કેદ કરાવ્યા અને એ બધા મળી કુલ ૧૪૬ અંગ્રેજ કેદીઓ થયા. તે બધાને નવાબના અમલદારોએ એક નાની સરખી વીસ ચોરસ ફૂટની ઓરડીમાં પૂરી દીધા. એ ઓરડીમાં એજ નાનાં જાળીયાં હતાં; અને તે વખતે ભર ઉનાળો જતો હતો. તેથી જ્યારે સવારમાં ઓરડી ખોલવામાં આવી ત્યારે ફક્ત ૨૨ પુરૂષો અને એક સ્ત્રી એટલાંજ જીવતાં અને તે પણ અધમુઆં જેવાં જણાયાં * આ વાતની કનવાર કર્યા વિના નવાબ ત્યાંથી મુર્શિદાબાદ ચાલ્યો ગયો અને ત્યાં જઇને પણ એણે અંગ્રેજોની કોઠીઓ જપ્ત કરવા ફરમાવી દીધું. આ પ્રમાણે નવાબે અંગ્રેજોનો પગ બંગાળામાંથી કાઢી નાખવા કમ્મર કસી હતી.

---

* આધુનિક હિન્દ ઇતિહાસજ્ઞો આ અંધારી કોટડીની વાતને એક ટાઢા પહોરનો ગપ્પજ સાબીત કરે છે. એમનું એવું કહેવું છે કે આ અંધારી કોટડીની કલ્પના હેલવેલના ફળદ્રુપ ભેજામાંથી સરી આવેલી છે. એવી ખોટી કલ્પના ઉપજાવી કાઢવામાં એનો ઉદ્દેશ એવો હતો કે એ બાને હિન્દમાં અને ઇંગ્લાંડમાં અંગ્રેજોના દ્વેષને નવાબ વિરૂદ્ધ ઉશ્કેરવો. અને પોતાની આ વાતની સાબીતીમાં એવાં કારણો આપે છે કે એક તો વીસ ચોરસ ફૂટની નાની ઓરડીમાં ૧૪૬ કેદીઓને પૂરી શકાય એ વાતજ અસંભવિત અને મનુષ્યની બુદ્ધિ કબુલ ન કરી શકે એવી છે. બીજું તે જમાનાના મુસલમાન ઈતિહાસકારોએ અને ખુદ નવાબના કટ્ટા વિરોધીઓએ પણ આ વાતની નોંધ લીધેલી નથી; એટલે આવી કોઈ બીનાજ ન હોય એ વાતનો સજ્જડ પૂરાવો મળે છે. વળી ફ્રેંચ ઇતિહાસકારો કે ડચ ઈતિહાસકારોએ પણ આ અંધારી કોટડીની વાત એમના ઇતિહાસમાં કરીજ નથી. આ બધાં કારણો ઉપરથી અંધારી કોટડીની વાત હિન્દીઓને અંગ્રેજોની નજરમાં કાળા ચીતરી બતાવવા પૂરતીજ ઉપજાવી કાઢી છે એવો મત સહેજે બંધાય તેમ છે.

## ક્લાઈવની બંગાળા ઉપર ચઢાઈ

જ્યારે કલકત્તામાં અંગ્રેજોની નવાબના હાથે દુર્દશા થઈ રહી હતી તેજ વખતે ક્લાઇવ કંપનીના સુભાગ્યે ઇંગ્લાંડથી હિન્દમાં પાછો આવી ગયો હતો. અને કલકત્તાની મોંકાણના સમાચાર મદ્રાસ પહોંચ્યા તેજ અરસામાં ક્લાઇવ મલબારકાંઠા ઉપરના ચાંચિયાઓને હરાવી મદ્રાસ આવી પહોંચ્યો હતો. મદ્રાસમાં કલકત્તાના અંગ્રેજો ઉપર ગુજરેલ કેરના વેર માટે શું કરવું એની મસલતો ચાલી રહી હતી. કેટલાએક એવા મતના હતા કે મદ્રાસકંપનીએ તો પોતાનું બધું બળ મદ્રાસમાંજ રાખી ફ્રેંચોની સામે પોતાના બચાવનું સાધન તૈયારજ રાખવું જોઇએ. બે માસ સુધી ગરમાગરમ ચર્ચા ચાલ્યા કરી. આખરે એવો નિર્ણય થયો કે બંગાળાનું વેર તો લેવુંજ અને એ માટે બહાદુર ક્લાઇવને ૧૫૦૦ સિપાઇઓ આપો અને નૌકાપતિ વૉટ્સનને ૯૦૦ અંગ્રેજ સૈનિકો સાથે બંગાળા ઉપર ચઢાઇ કરવા મોકલવા. નિર્ણય પ્રમાણે ક્લાઈવ અને વૉટ્સને દરિયાઈ માર્ગે હુગલીમાં પ્રવેશ કર્યો અને ફૉર્ટ વિલિયમમાં મૂકેલા નવાબના સૂબાને હરાવી એ કિલ્લાનો કબજો લીધો; અને ત્યારપછી બન્ને કલકત્તા જીતવા ગયા. નવાબનો સૂબો તો અંગ્રેજોના નવા સૈન્યનું બળ જોઇ મુર્શિદાબાદમાં ભરાઈ બેઠો હતો. એથી ક્લાઈવને કલકત્તા પાછું મેળવતાં જરાય મુશ્કેલી ન પડી. અને ફરી એકવાર કલકત્તામાં અંગ્રેજોનો વિજય વાવટો ફરકવા લાગ્યો. અંગ્રેજોના ચઢી આવવાની અને કલકત્તા જીત્યાની વાત નવાબના કાને પડતાંજ એ ચમક્યો અને એક લશ્કર જમાવી અંગ્રેજોથી સામે દોડી આવ્યો. પણ એના સાહસમાં એ ફાવ્યો નહિ અને અંગ્રેજ જોડે સંધિ કરવી પડી. એ સંધિમાં અંગ્રેજ કંપનીને વેપારના જુના બધા હકકો પાછા મળ્યા અને કલકત્તા આગળ એક મજબૂત કિલ્લો બાંધવાની પણ પરવાનગી મળી.

# ૨
# બંગાળામાં રાજ્યપરિવર્તન
# અને
# અંગ્રેજી સત્તાનો વધારો

## ચંદ્રનગરને કબજે કર્યું

અંગ્રેજો જોડે સંધિ કરવી પડી હતી એ નવાબને ખટકતી હતી. એવામાં એણે સાંભળ્યું કે યૂરોપમાં ફ્રેંચ અને અંગ્રેજો વચ્ચે યુદ્ધ શરૂ થયું છે; એટલે નવાબે પણ ફ્રેન્ચોની મદદ અંગ્રેજો વિરુદ્ધ મેળવવા ખાનગી ખટપટ આદરી. અને હૈદરાબાદના રાજ્યમાં ધામા નાખીને બેઠેલા ફ્રેન્ચ સરદાર બુસીને પોતાની મદદે આવવા નિમંત્ર્યો. આ વાતની ક્લાઇવને જાણ થતાંજ એણે અને વૉટ્સને ચંદ્રનગરને ઘેરો ઘાલ્યો અને નવ દિવસના ઘેરા પછી ફ્રેન્ચોને નમાવ્યા અને ચંદ્રનગરનો કબજો લીધો. પણ છેવટે ફ્રેન્ચોએ સુલેહ કરી અને નવાબને મદદ નહિ આપવા કબુલ કર્યું.

## નવાબ સામે કાવત્રું અને ક્લાઇવનો દગો

નવાબની અંધેર રાજ્યનીતિમાં લોકોને જોઇએ તેવું સુખ નહોતું. શેઠશાહુકારોને એમજ લાગ્યા કરતું હતું કે એમના જાનમાલ સિરાજ-ઉદ્દ-દૌલાના અમલમાં સહીસલામત નથી. આથી રાજ્યના શાહુકારોએ અને સેનાપતિ મિરજાફરે મળી એક કાવત્રું નવાબનો ઘાટ ઘડવાને ઉભું કર્યું. પણ એ કાવત્રામાં અંગ્રેજોની મદદ મળે તો બધું કામ વધારે સુતર થઈ જાય એમ જણાયાથી અંગ્રેજોને એ કાવત્રામાં ભેળવ્યા. હજી કાલ સવારે કોલકરાર કરી કંપનીના ઘણા હકકો જે નવાબની વિરુદ્ધ કાવત્રામાં ક્લાઇવ રાજીખુશીથી ભળ્યો અને એમ કરી નવાબને છેહ દીધો. એના બદલામાં કાવત્રું ફળે તો અંગ્રેજકંપનીને નવા નવાબ મિરજાફરે બે કરોડ રૂપીઆ આપવા એવી સંધિ ગુપ્ત રીતે કરાવી લીધી. આ

સઘળું પડદા પાછળનું તરકટ અમીચંદ નામનો ખંધો વાણીઓ જાણતો હતો. અને તેણે એ વાત ગુપ્ત રાખવાના બદલામાં કાવત્રાખોરો પાસે, પોતાને બે લાખ રૂપીઆ અને કંપનીને જે આપવામાં આવે તે ઉપર સેંકડે પાંચ ટકા દલાલી મળે એવી સરત કાવત્રાના ખાનગી કરારનામામાં દાખલ કરવાની માગણી કરી. અને જો એમ નહિ થાય તો એ બધું કાવત્રું પોતે જાહેર કરી નાખશે એવી ધમકી પણ આપી. આથી કાવત્રાખોરો મુંઝાયા અને અમીચંદની માગણી કબુલ રાખ્યા સિવાય બીજો એકે રસ્તો ન હતો. જો અમીચંદ વાત ફોડે તો બધાંના જાન જાય એવો મામલો હતો. એટલે અમીચંદની સરત કબુલ થઇ. પણ પક્કો ક્લાઇવ અમીચંદથી ખાધો જાય એવો ન હતો. એણે અમીચંદને પણ પાણી ભરાવ્યું. પોતે બે કરારનામાં તૈયાર કરાવ્યાં, એક સફેદ કાગળપર અને બીજું લાલપર. સફેદ કાગળનું કરારનામું ખરૂં હતું. એમાં અમીચંદની સરત મુદ્દલ લખીજ ન હતી. પણ લાલ કાગળના ખોટા કરારનામામાં એની સરત લખી હતી. અને એ ખોટું કરારનામુંજ અમીચંદને બતાવવામાં આવ્યું હતું; અને એની અંદરની વૉટ્સનની સહી પણ ખોટી અને બનાવટી કોઇ લશિંગટન નામના માણસના હાથની કરેલી હતી. આ કાવત્રું સફળ પાર ઉતર્યા પછી જ્યારે અમીચંદને પોતે ફસાયો છે એમ ખબર પડી ત્યારે તે ગાંડો બની ગયો હતો અને ગાંડપણમાંજ એણે પોતાનો જીવ ખોયો હતો.(કલકત્તાની કંપનીના જુના દફતરો ઉપરથી એવું માલુમ પડે છે કે અમીચંદ ગાંડો થઈ મરણ પામ્યો હતો એ બીના ખોટી છે; કારણ એ કાવત્રા પછી પણ એ લાંબો વખત જીવતો રહ્યો હતો અને કંપની જોડે એની લેવડ-દેવડ પણ થયા કરતી હતી.) અમીચંદ સાથેનો આ ઠગાઇનો દાવ ક્લાઇવની ઝળકતી કારકીર્દીમાં કલંકરૂપ નીવડી છે. એનો બચાવ નિરપેક્ષ દૃષ્ટિથી થઈ શકે તેમ નથી. જો કે ક્લાઈવ જાતે એના આ ઠગાઈના કાર્યનો બચાવ હિંમતપૂર્વક એમ કરતો હતો કે એવાજ સંજોગોમાં

એવાં ઠગાઇનાં કાર્યો એકતો શું પણ સો કરવા હોય તોપણ હું જરાય આનાકાની વિના કરવા તૈયાર છું.

## પ્લાસીનું યુદ્ધ

કાવત્રાની ગોઠવણ પ્રમાણે ક્લાઇવિને નવાબ ઉપર હુમલો કરવાનો હતો અને સેનાપતિ મિરજાફર નવાબ તરફથી સામો આવે છતાં તટસ્થ રહી કશો સક્રિય ભાગ નહોતો લેવાનો. ઇ. સ. ૧૭૫૭ના જુન માસની તા. ૨૩મીએ ક્લાઇવ નવાબ સામે મેદાને પડયો; અને અંગ્રેજોની નાની સેનાને એક ઝપાટામાં કાપી નાખવાની હોંસ ધરાવતો નવાબ સિરાજ ઉદ્ દૌલા પણ પોતાનું મોટું સૈન્ય લઈ પ્લાસીના મેદાનમાં ક્લાઈવિ સામે આવી ઉભો. એ યુદ્ધમાં નવાબનો મિરમદન નામનો મુખ્ય સેનાપતિ મરાયો એટલે નવાબે હાંફળોફાંફળો બની મિરજાફરને કહેવડાવ્યું કે લડાઇનો રંગ હવે તારે રાખવાનો છે. પણ બિચારા નવાબને ખબર ન હતી કે મિરજાફર તો મૂળથીજ ફૂટેલો હતો. પોતાનું સૈન્ય અંગ્રેજસેનાથી કપાઇ જતું જોઇને અને મિરજાફરની ખુટામણ જોઇને નવાબ તો આભોજ બની ગયો અને હિંમત હારી મેદાન છોડી જીવ બચાવવા નાઠો અને મુર્શિદાબાદમાં ભરાયો. પણ ત્યાં પોતાની સહીસલામતી નહિ લાગવાથી ફકીરના વેશમાં પટણા ભણી નાઠો. પણ ત્યાં એની પછવાડે મિરજાફરનો પુત્ર મીરાન પડયો હતો અને એણે સિરાજ ઉદ્ દૌલાને પકડી મારી નખાવ્યો. આ પ્રમાણે નવાબનો ધાર્યા પ્રમાણે ધાટ ઘડાઇ ગયો અને કાવત્રાની સરત પ્રમાણે મિરજાફરને બીજેજ દિવસે બંગાળાના નવાબ તરીકે ક્લાઇવે જાહેર કર્યો. અને નવા નવાબ મિરજાફરે પણ કંપનીને સરત પ્રમાણે ચાલીસ લાખ રૂપીઆ રોકડા આપ્યા અને કલકત્તાની દક્ષિણનાં ૨૪ પરગણાંની જમીનદારી બક્ષિસ કરી. વળી પોતાને ગાદી મળી એની અંગત ખુશાલીમાં નવા નવાબે ક્લાઈવને પણ સોળ લાખ રૂપીઆ આપ્યા અને કંપનીના દરેક નોકરને કીમતી બક્ષિસો આપી. પણ અમીચંદને તો હાથજ ઘસવાનું રહ્યું.

## ક્લાઇવે કરેલી ફ્રેન્ચ અને ડચ લોકોની ફજેતી

બંગાળાની વ્યવસ્થા નવેસરથી થયા પછી નવો નવાબ મિરજાફર તો અંગ્રેજોનાજ શ્વાસે જીવતો હતો. અંગ્રેજકંપનીની સત્તા બંગાળામાં ખૂબ વધી. નવાબ પણ અંગ્રેજકંપનીનુંજ કહ્યું કર્યે જતો હતો. પરંતુ થોડા વખત પછી એને પોતાની અસહાય સ્થિતિનું ભાન થવા લાગ્યું અને એ નિરાધાર સ્થિતિમાંથી છૂટવાને માટે એણે ગુપ્ત રીતે ડચ લોકો જોડે મસલતો ચલાવા માંડી. પરંતુ આ વાત ઉઘાડી પડતાં વેંત ક્લાઇવે ડચ લોકોના ચિન્સુરા ઉપર હલ્લો કર્યો અને ડચ લોકોને હાર આપી એમને નવા નવાબની જોડે કોઇપણ ખાનગી મસલત કરતા કાયમને માટે અટકાવી દીધા, ઇ. સ. ૧૭૫૯. એજ અરસામાં મદ્રાસમાં ફ્રેંચોનું જોર વધતું જતું હતું. ફ્રેંચોનો લૅલી નામનો સરદાર નવોસવો હિન્દમાં આવ્યો હતો અને અંગ્રેજોને મદ્રાસમાં પજવતો હતો. તેથી ક્લાઇવે કર્નલ ફૉર્ડ નામના એક અગ્રેજ સરદારને સૈન્ય આપી ઉત્તર-સરકારનો પ્રાંત ફ્રેંચો પાસેથી જીતી લેવા મોકલ્યો. કર્નલ ફૉર્ડે ધાર્યું કાર્ય પાર ઉતાર્યું અને ઉ-તરસરકારમાંથી ફ્રેચની સત્તા ઉપડી ગઇ. અને હૈદરાબાદના નિઝામે પણ ફ્રેંચોનો પક્ષ ત્યજી અંગ્રેજો જોડે નવો સંબંધ બાંધ્યો અને ઉત્તરસરકારનો પ્રાંત અંગ્રેજોને સોંપ્યો.

બંગાળામાં અંગ્રેજકંપનીને સુરક્ષિત કરી અને કલકત્તાની દક્ષિણે આવેલાં ૨૪ પરગણાંની જમીનદારી કંપનીને અપાવી અને દક્ષિણમાં ઉત્તરસરકારનો પ્રાંત પણ નિઝામ પાસેથી અંગ્રેજોને અપાવી ઇ. સ. ૧૭૬૦માં ક્લાઇવ ફરી ઇંગ્લાંડ પોતાને વતને ગયો. ત્યાં એને રાજા જ્યોર્જ ત્રીજા તરફથી અને વડા પ્રધાન પિટ્ટ તરફથી પુષ્કળ માનપાન મળ્યું અને "પ્લાસીનો બેરન"નો માન ભરેલો ઇલ્કાબ પણ મળ્યો.

## ૩

# ક્લાઈવની ગેરહાજરીમાં બંગાળાની સ્થિતિ

### બંગાળામાં અંધેર

ક્લાઇવના ઇંગ્લાંડ ગયા પછી બંગાળામાં એની જગ્યાએ વાંસિટાર્ટ નામનો એક નબળો પણ અતિ ભોળો અને પ્રામાણિક અંગ્રેજ ગવર્નર તરીકે નીમાયો હતો. એની નબળાઇ અને ભલમનસાઇનો લાભ લેનાર પણ એની આસપાસ બીજા લુચ્ચા અંગ્રેજ અમલદારો ભરાઇ બેઠા હતા. એ લુચ્ચા અને અપ્રામાણિક અંગ્રેજ અમલદારો પોતાના ખીસ્સા તર કરવા માટે હરેક પ્રકારનાં અન્યાયી કાર્યોથી પ્રજાનું હીર ચૂસી લેતા હતા. આજ વખતમાં મીઠાનો ઇજારો અન્યાય ભરી રીતે વેચી આ અમલદારો પોતાના સ્વાર્થમાં અને ધનલોભમાં અંધ બની ગરીબ પ્રજાનું હિત વિસરી ગયા હતા; અને આજ લોભી અમલદારોએ મિરજાફરને પદભ્રષ્ટ કરી એની જગ્યાએ એના જમાઇ મિરકાસિમને બંગાળાનો નવાબ બનાવી દેવાનું તરકટ ઉભું કર્યું હતુ; અને ભલા ભોળા વાંસિટાર્ટને મિરજાફરના અનેક અવગુણો દર્શાવી અને એને નાલાયક ઠરાવી વાંસિટાર્ટને હાથેજ એને ગાદી ઉપરથી ઉઠાડી મૂકાવ્યો અને તેને કલકત્તે લઈ જઈ એના જમાઈ મિરકાસિમને ગાદીએ બેસાડયો હતો. આ નવા ફેરફારથી કંપનીને નવા નવાબ મિરકાસિમ તરફથી બર્દવાન, મીદનાપુર, અને ચીનાગોંગ પરગણાંનો તમામ વહીવટ મળ્યો. વળી એ લાંચીઆ અને સ્વાર્થસાધુ અમલદારોને પણ પુષ્કળ નાણું બક્ષિસ તરીકે મિરકાસિમ તરફથી મળ્યું.

### મિરકાસિમ નવાબ તરીકે

મિરજાફર કરતાં મિરકાસિમ નવાબ તરીકે જુદીજ ખોપરીનો નીકળ્યો. મિરજાફરની માફક નીચી મુંડી ઘાલીને કલકત્તાના અંગ્રેજોનીજ

સહાયથી નવાબગીરી કર્યા કરવી એ એને મન હિણપદ ભરેલું લાગતું હતું. મૂળ સ્વભાવે પણ મિરકાસિમ મિરજાફરથી બહુ જુદો હતો. રાજ્યકારભારના કાર્યમાં મિરકાસિમ બહુ કુશળ હતો અને લડાઇનાં કાર્યમાં બહુ બહાદુર હતો. એ જ્યારે ગાદીએ આવ્યો ત્યારે તીજોરીનું તળિયું દેખાતું હતું; એટલે પ્રથમ એણે તીજોરી તર કરવા પ્રયત્ન આદર્યો. રાજ્યમાંથી ભારે પગારની જગ્યાઓ કાઢી નાખી. વળી રૈયતને જમીનમહેસુલના જુલ્મી બોજામાંથી મુક્ત કરવા નવેસરથી જમાબંધી કરાવી અને જે જુની મહેસુલ ચઢી ગએલી હતી તે પણ ચૂકતે રૈયતને રાજી રાખીને લઈ લીધી. વળી જે અમલદારો રાજ્યને લૂંટીને તર થઇ પડયા હતા તેમની પાસેથી એ બધો પૈસો પાછો કઢાવ્યો. અને આ પ્રમાણે જ્યારે એની પાસે ઠીક પૈસા જમા થયા ત્યારે એ અંગ્રેજકંપનીનું જુનું દેવું જે હતું તે પણ આપી દઇ કંપનીના અહેશાન નીચેથી દૂર થઈ ગયો. મિરકાસિમને હવે અંગ્રેજકંપનીનું ઉપરીપણું સ્વાભાવિક રીતેજ ન રૂચ્યું. એથી પોતે કંપનીથી સાવ સ્વતંત્ર થવા પ્રયત્ન કરવા લાગ્યો. અંગ્રેજકંપની પોતાની રાજધાનીમાં વારંવાર ડોકિયાં કરી શકે એ સ્થિતિ પણ એને ન ગમી; તેથી તેણે પોતાની ગાદી મુર્શિદાબાદમાંથી ખસેડી મોંગીરમાં કરી. આ મોંગીર કલકત્તાથી ૩૦૦ માઇલ દૂર આવેલું હોવાથી અંગ્રેજકંપની ત્યાં શું ચાલી રહ્યું છે એ સહેલાઈથી ન જાણી શકે એ એની ધારણા ખોટી ન હતી. મોંગીરમાં એણે મજબૂત કિલ્લો બંધાવ્યો અને એ કિલ્લા ઉપર તોપો પણ ગોઠવી દીધી અને પોતાના લશ્કરને યૂરોપી ઢબ પ્રમાણે કેળવવા માટે એક સમરૂ નામના જર્મન સરદારને પણ ખાસ નોકરીમાં રાખ્યો.

## મિરકાસિમની અંગ્રેજ જોડે અથડામણ

મિરકાસિમ દિવસે દિવસે પોતાની સત્તા મજબૂત કરતો ગયો અને જ્યારે એને લાગ્યું કે હવે હું અંગ્રેજોને એકલે હાથે હંફાવી શકું તેમ છું અને અંગ્રેજોની મદદની પણ હવે મારે કશી જરૂર પડે

તેમ નથી ત્યારે એણે કંપની સામે શીંગડાં માંડવા શરૂ કર્યાં. બંગાળામાં કંપનીના નોકરો ગેરવાજબી રીતે વેપાર ચલાવી નવાબની તીજોરીને ઘણું નુકસાન પહોંચાડતા હતા. અંગ્રેજકંપનીને મુગલ બાદશાહોના વખતથી એમના વેપારરોજગારના પરવાના મળ્યા હતા; અને એ પરવાનગીથી કંપની જકાત ભર્યા સિવાય પોતાનો વેપાર કરી શકતી હતી. પરંતુ પ્લાસીના યુદ્ધ પછી અને મિરજાફરની મંદ નવાબગીરી દરમીઆન કંપનીના નોકરો પણ પોતાનો ખાનગી વેપાર જકાત ભર્યા સિવાય ચલાવ્યે જતા હતા; અને એમ સ્વચ્છંદીપણે વર્તવામાં એમને કોઈ અટકાવી શકતું નહિ હોવાથી ધીમે ધીમે એ નોકરોએ પૈસા કમાવાની લાલચે કંપનીના પરવાના પણ દેશી વેપારીઓને વેચવા શરૂ કર્યા. આમ થવાથી નવાબને દેશી વેપારીઓ પણ જકાત આપતા બંધ થવા લાગ્યા અને પરિણામે નવાબને ઘણું નુકશાન થવા લાગ્યું. પોતાના થતા આ નુકશાનને દૂર કરવા માટે મિરકાસિમે કલકત્તાના ગવર્નર વાંસિટાર્ટને યોગ્ય બંદોબસ્ત કરવા લખ્યું. મિરકાસિમની એ વાજબી ફરિયાદને દૂર કરવા વાંસિટાર્ટે બનતો પ્રયત્ન કરી એવો નિકાલ આણ્યો કે જો નવાબની રૈયત ૨૫ ટકાની જકાત ભરતી હોય તો અંગ્રેજ કંપનીના નોકરો ૯ ટકા જકાત આપશે. પણ વાંસિટાર્ટના આ ઠરાવને મિરકાસિમે સ્વીકાર્યા છતાં કંપનીનાજ નોકરોએ એ ન સ્વીકાર્યો. એ ઉદ્ધત અને ફાટેલા મિજાજના કંપનીના નોકરોએ તો મીઠા ઉપરની ૨½ ટકા જકાત આપવા સિવાય બીજી કોઈ પણ પ્રકારની જકાત ભરવાની ચોખ્ખી નાજ પાડી દીધી. જ્યારે કંપનીના નોકરોની આ અડગ જોહુકમીની જાણ મિરકાસિમને થઇ ત્યારે એણે પણ ધીમે રહી બીજું કાંઈ નહિ કરતાં પોતાની પ્રજાને અંગ્રેજકંપની જેટલાજ હકકો વેપારની બાબતમાં આપી દીધા. પોતાની પ્રજાને વેપારમાં રક્ષણ આપવાનું મિરકાસિમનું આ ન્યાયી પગલું પણ અંગ્રેજ વેપારીઓની આંખમાં ખુંચવા લાગ્યું; કારણ એથી એમના પોતાના વેપારમાં ખોટ જાય એમ એમને લાગ્યું. નવાબને પૈસાનું

નુકશાન ભલે થાય, એની પ્રજાનો વેપાર ભલે મંદ ચાલે પણ અમારો વેપાર તો ધમધોકાર ચાલવોજ જોઇએ એવો ફાંકો તે વખતે કલક-તાની કંપનીના અંગ્રેજ નોકરોને બંગાળામાં હતો. કારણ બંગાળાનો નવાબ એતો એમનુંજ બેસાડેલું પુતળું એટલે એમના લાભમાંજ એને નાચવું જોઇએ. પણ મિરકાસિમ તો ગાદી ઉપર જામ્યા પછી જુદોજ નીકળ્યો. આથી કંપનીના નોકરોને વેપારમાં નુકશાન પહોંચ્યું અને તેઓ નવાબ સામે લડાઈમાં ઉતરવા તૈયાર થયા.

## મિર કાસિમને નાસવું પડ્યું

કંપનીના નોકરોની હઠ અને બે-લગામ ઉદ્ધત વર્તણુંકથી મિર-કાસિમ તો હજી ચકિતજ થઇ રહ્યો છે ત્યાંતો પટણામાં મૂકેલા એલિસ નામના અંગ્રેજ એજન્ટે પટણા ઉપર એકાએક હલ્લો કરી એ શહેરનો કબજો લીધો. આ ઓચિંતા હુમલાની ખબર પડતાં મિરકાસિમે પણ એના જવાબમાં બંગાળામાંના એકેએક અંગ્રેજને પકડવાના હુકમો છોડયા અને એક લશ્કર પણ પટણા જઈ પહોંચ્યું અને ત્યાં પટણાનો કબજો મેળવી એલિસ અને બીજા અંગ્રેજોને કેદ કર્યા. આ બાજુ કંપનીએ પણ કલક-તેથી એક લશ્કર મોકલી મુર્શિદાબાદનો કબજો લીધો અને ત્યાં અગાઉ પદભ્રષ્ટ કરેલા મિરજાફર ડોસાને ફરી ગાદીએ બેસા-ડયો. ત્યાર પછી અંગ્રેજ લશ્કરે મોંગીરનો પણ કબજો લીધો અને પટણા તરફ કૂચ કરી. મિરકાસિમ તે વખતે પટણામાં હતો. અંગ્રેજ લશ્કરને પટણા તરફ આવતું સાંભળીને મિરકાસિમે દાઝમાં ને દાઝમાં તમામ અંગ્રેજ કેદીઓની કતલ કરવા હુકમ કરી દીધો. એમ કહેવાય છે કે, પટણામાં ૧૪૮ અંગ્રેજ કેદીઓને સમરૂએ નવાબના હુકમથી મારી નાંખ્યા, ઈ. સ. ૧૭૬૩. પણ આ કતલથી તો અંગ્રેજો વધારે ઝનુનમાં આવી ગયા અને પટણાને ઘેરો ઘાલ્યો અને એનો કબજો લીધો. આ ઘેરામાંથી છટકીને મિરકાસિમ અયોધ્યા તરફ નાસી ગયો.

### અફસરની લડાઈ

મિરકાસિમને નસાડયા પછી બીજેજ વર્ષે એટલે ઈ. સ. ૧૭૬૪ માં અંગ્રેજ સરદાર મેજર (પાછળથી સર) હેક્ટર મન્રોએ અયોધ્યાના સૂબા શુજા ઉદ્ દૌલા અને દિલ્હીના નામના બાદશાહ શાહઆલમ બીજાના અને મિરકાસિમના સંયુક્ત લશ્કરને અફસર મુકામે ભારે યુદ્ધ લડી હરાવ્યું. આ હારથી મિરકાસિમનો છેલ્લો પાસો પણ ઉંધો પડયો અને ત્યાર પછી ફરી કદીએ દેખાયોજ નહિ. અયોધ્યાનો નવાબ નાસીને રોહિલખંડ જતો રહ્યો; અને શાહઆલમ અંગ્રેજને શરણે ગયો. આ બનાવ પછી ફરી એકવાર શુજા ઉદ્ દૌલા રોહિલા લોકોની મદદથી અંગ્રેજોની સામો આવ્યો પરંતુ તે કોરા આગળ હાર્યો અને અંગ્રેજોને શરણે ગયો, ઇ. સ. ૧૭૬૫. આ પ્રમાણે આખા બંગાળામાં અંગ્રેજોએ પોતાની વિજય હાક વગાડી દીધી.

## ૪

## બંગાળામાં નવી રાજયવ્યવસ્થા

### કલાઈવનું હિંદમાં આવવું અને એની નવી રાજ્યનીતિ

ઈ. સ. ૧૭૬૦થી ૧૭૬૫ સુધી બંગાળામાં ખુબ અંધેર જામ્યું હતું. મરજીમાં આવે તેને નવાબ બનાવી કલકત્તાની કંપની બંગાળાના રાજ્યવહીવટમાં માથું મારી રહી હતી. આમ થવાથી કંપનીનું લક્ષ વેપાર ઉપરથી ખસી ગયું હતું. અને એથી કંપનીના વેપારરોજગાર મંદ પડી ગયા હતા. અને કંપનીના નોકરો પણ પોતપોતાના ખાનગી

વેપારોમાં અને દેશીઓ પાસેથી લાંચ રૂશ્વત લેવામાં પડી જઈ કંપનીના વેપારને જબરો ધક્કો લગાડયો હતો. આ અંધેર મટાડવા ઇંગ્લાંડમા વસતા કંપનીના વહીવટદારોએ ઇ.સ. ૧૭૬૫માં ફરી એકવાર ક્લાઇવને હિંદમાં મોકલ્યો. ક્લાઇવ જ્યારે કલકત્તામાં આવ્યો ત્યારે બંગાળા આખું છિન્નભિન્ન અને બે-લગામ થઈ પડયું હતું. રાજ્યસત્તા નિર્બળ અને ખજાનો ખાલી થઇ ગયો હતો, અને અમલદારો લાંચિયા અને કોઇને ન ગાંઠે એવા જોરાવર બની ગયા હતા. તેથી ક્લાઇવે પ્રથમ લાંચિયા અને સ્વાર્થી બની ગએલા નોકરો ઉપર દાબ મૂકવાનું કામ હાથમાં લીધું. તેણે કંપનીના દરેક નોકરને ખાનગી વેપાર ન કરવાની તથા દેશી રાજાઓ પાસેથી ભેટ ન લેવાની ફરજ પાડી. આથી કેટલાક નોકરો સામા થયા; પણ ક્લાઇવના અડગ નિશ્ચય આગળ તેમને આખરે નમી જવું પડયું. અને એ નોકરો ઉપર ક્લાઇવે પોતાનો સંપૂર્ણ દાબ બેસાડયો. આ પ્રમાણે એણે કંપનીની અવ્યવસ્થા મટાડી. ત્યારપછી બંગાળામાં જે અંધેર ચાલી રહ્યું હતું અને એને લીધે રૈયત ઉપર જે જુલમ ચાલી રહ્યો હતો એ દૂર કરવા પોતે અલ્હાબાદ ગયો. ત્યાં મુગલ બાદશાહ શાહ-આલમ અને અયોધ્યાના નવાબ પાસે નવેસરથી કરારો કરાવ્યા. શાહ-આલમે કંપનીને બંગાળ, બિહાર, અને ઓરિસાની દિવાની (જમીન મ્હેસુલનો કારભાર) આપી અને તે બદલ કંપનીએ તેને ૨૬ લાખ રૂપીઆ દર સાલ આપવાનું કબુલ્યું. વળી અયોધ્યાના નવાબને તેની ગાદી પાછી સોંપી અને તે બદલ તેની પાસેથી કોરા અને અયોધ્યા પ્રાંત લેઇ એ પ્રાંતો ક્લાઇવે દિલ્હીના બાદશાહને અપાવ્યા. આ પ્રમાણે ક્લાઇવે ટુંક મુદતમાંજ કંપનીની સત્તા બંગાળા, બિહાર, અને ઓરિસામાં જમાવી દીધી. તે વખતે ક્લાઇવને હિંદુસ્તાનની તે વખતની સ્થિતિ જોતાં એમ પણ જણાયું હતું કે પોતે ધારે તો આખા હિંદુસ્તાનનું રાજ્ય પોતાના કબજામાં લઇ શકે. એક પત્રમાં તેણે લખ્યું હતું કે "એક વખતે આખા હિંદુસ્તાનને આપણે લઈ શકશું કે લેશું એવું જે ભવિષ્ય મેં મારા સ્વપ્નમાં જોયું હતું તે ભવિષ્ય ખરૂં પડે

એવો અણીનો પ્રસંગ આપણા હાથમાં આવી પડયો છે. અત્યારનો સમય જોતાં જો હું એમ કહું કે આવતી કાલેજ આખું મુગલસામ્રાજ્ય આપણા હાથમાં આવી પડશે તો એમાં કશી અતિશયોક્તિ નથી." પણ ક્લાઇવે એકદમ અંગ્રેજી સામ્રાજ્ય સ્થાપી દેવાનું સાહસ ન ખેડયું.

## ક્લાઇવની દ્વિરાજક પદ્ધતિ અને બીજા સુધારા

બંગાળા, બિહાર, અને ઓરિસાની દિવાની કંપનીને મળ્યા પછી ક્લાઇવે એ દિવાની (જમીનની મહેસુલ) એકઠી કરવાનું કામ નવાબના અમલદારોની મારફતેજ લીધું, કારણકે કંપનીની પાસે એ કામ કરવાને જોઇએ તેટલા અને જોઇએ તેવા માણસો નહોતા. આ પદ્ધતિથી કંપની તેમજ નવાબ બન્નેના હાથમાં સત્તા રહી. ઇતિહાસમાં એ દ્વિરાજક પદ્ધતિના નામથી પ્રખ્યાત છે. આ પદ્ધતિ કાર્યમાં નિષ્ફળજ નીવડી, કારણ એમાં મોટો દોષ એ હતો કે જે અમલદારો મારફત મહેસુલ ઉઘરાવાતી તે અમલદારો પોતાના ખીસ્સા ભરવા માટે અને કંપનીને સારી મહેસુલ કરી આપવા માટે રૈયતને પીડતા અને રૈયત બિચારી બે ધણી વચ્ચે કોઇને પોતાનાં દુઃખની ફરીઆદ કરી શકતી નહિ.

કંપનીના વહીવટદારોના હુકમથી ક્લાઇવે કંપનીના અમલદારોના ભથ્થામાં પણ ઘટાડો કર્યો. આથી તેમનામાં અસંતોષ ફેલાયો પણ એથી ન ગભરાતાં ક્લાઇવે દૃઢતાથી લશ્કરી અને મુલ્કી ખાતામાં સુધારા કર્યા. ક્લાઇવે અમલદારોના પગાર વધારવાની એક યોજના પણ કરી. પરંતુ કંપનીના વહીવટદારોથી તેને પૂરી બહાલી મળી નહિ.

## ક્લાઇવનું મરણ

આ પ્રમાણે જોઇતા બધા સુધારા કરી અને બંગાળાની વ્યવસ્થા નવેસરથી કરી ક્લાઇવ ઇ. સ. ૧૭૬૭ માં પોતાની નાદુરસ્ત તબિયતને લઇ ઇંગ્લાંડ ગયો. ત્યાં તેનું સારું સન્માન થયું. પરંતુ પાછળથી તેના શત્રુઓ તેની નિંદા કરવા લાગ્યા. આખરે ઇંગ્લાંડની આમની સભામાં એવો ઠરાવ

થયો કે ક્લાઇવના બધાં કાર્યો જો કે અમને પસંદ પડતાં નથી, તો પણ તેણે દેશની ઘણી ઉત્તમ સેવા બજાવી છે. એ ઠરાવ પછી ક્લાઇવના શત્રુઓ એની જાહેર નિંદા કરતા અટકી ગયા. પરંતુ ક્લાઇવની શારીરિક શક્તિ ક્ષીણ થતી ચાલી અને પછી તો એને બીલકુલ ઉંઘજ ન આવવા લાગી. ઇ. સ. ૧૭૭૪માં દુનીઆથી કંટાળી પોતાના ગળામાં ચપ્પુ ભોંકી દઇ પોતાની ૫૦ વર્ષની ઉંમરે એણે આપઘાત કર્યો.

**ક્લાઇવનું ચારિત્ર્ય**

બાળપણથીજ દેવળોના ઉંચા શિખરની ટોચે ચઢી બેસી બીજાઓને ચકિત કરનાર ક્લાઇવ પોતાની જિંદગીનાં કાર્યોથી બધાને ચકિત કરી ગયો છે. કંપનીની મહેતાગીરીમાંથી હિંદમાં બ્રિટીશ રાજ્યના આદિસ્થાપકની પદવી મેળવનાર ક્લાઇવનો જન્મ સાંકેતિકજ હશે, નહિ તો મહેતાગીરીથી કંટાળી આપઘાત કરતાં ગોળીનો બ્હાર ખાલી નજ જાત. યુદ્ધમાં ખેલવું એજ એનો જન્મસિદ્ધ સ્વભાવ હતો. ચતુર સેનાનાયકના બધા ગુણોની બક્ષીસ કુદરતે એના ઉપર નવાજી હતી. હિન્દમાં અંગ્રેજોને અણીના પ્રસંગે બચાવી લેનાર આ રણધીર મર્દ ન હોત તો અંગ્રેજોની સત્તા વધવાની વાત તો એક બાજુએ રહી પણ એ સત્તાનું નામ કે નિશાન રહેત કે નહિ એજ શંકા ભરેલું હતું. જમાના પ્રમાણે પ્રસંગો વરતી ખટપટો પણ તેજ કરી શકે તેવો મુત્સદ્દી હતો. કંપનીના સ્વાર્થ માટે અને વખત આવ્યે પોતાનો સ્વાર્થ સાધવામાં અનુચિત કર્મ કરવામાં પણ તે અચકાતો નહિ. પ્લાસીના યુદ્ધ પછી અંગ્રેજી રાજ્યનો પાયો નાખનાર આ યશસ્વી અને મહાન પુરૂષને પોતાજ વતનમાં આપઘાત કરી જિંદગીને ટુંકાવવી પડી એ પણ વિધિની વિચિત્રતાજ ગણાય. ક્લાઇવમાં સેનાપતિના ગુણો ઉપરાંત રાજ્યકર્તાના પણ ગુણો હતા તાબેદાર માણસોને કાબુમાં કેમ રાખવા, અને પોતાની સત્તાનો દોર રાજ્યના નાના મોટા અમલદારો ઉપર કેમ બેસાડવો તે તે સારી રીતે જાણતો હતો. અણચિન્તવી આફત આવે ત્યારે પણ ન ગભરાતાં તે હંમેશના જેવો શાન્તજ રહેતો હતો.

# પ્રકરણ ૨ જું

# કંપનીની સત્તાનું સંરક્ષણ; (૧૭૭૨ થી ૧૭૯૮)

## ૧

## વૉરન હેસ્ટિંગ્સ; ઇ સ. ૧૭૭૨ થી ૧૭૮૫

### ક્લાઈવના હિંદ છોડયા પછીનો સમય; ઈ. સ. ૧૭૬૭થી ૧૭૭૨

ઇ. સ. ૧૭૬૭માં ક્લાઇવ હિંદનો કિનારો છોડીને ગયો અને ઇ. સ. ૧૭૭૨માં વૉરન હેસ્ટિંગ્સ બંગાળાનો ગવર્નર નીમાયો એ પાંચ વર્ષના વચલા ગાળા દરમ્યાન બંગાળામાં ફરી પાછું અંધેર ચાલ્યું. ક્લાઈવ જેવા નિર્ભય નિયામકની ગેરહાજરીમાં કંપનીના નોકરો નિરંકુશ થઇ ગયા અને કંપનીના પ્રાંતોમાં બમણા જોરથી અવ્યવસ્થા ચાલી. અમલદારો પણ ખાનગી વેપારમાં દેશી રાજાઓ, જમીનદારો અને વેપારીઓ પાસેથી લાંચરુશ્વત લેવામાં પડી ગયા. અધુરામાં પૂરું ઈ. સ. ૧૭૭૦માં બંગાળામાં ભયંકર દુષ્કાળ પડયો. અગાઉ પડી ગએલા દુષ્કાળો કરતાં આ દુષ્કાળની માઠી અસર એ વીત્યા પછી પણ ચાલીસ વર્ષ સુધી લોકોને જણાયા કરી. આ દુષ્કાળમાં પ્રજાને અન્નના વાખા એટલા બધા પડયા કે પ્રજાનો ત્રીજો ભાગ નાશ પામ્યો. બંગાળાનું રાજ્યતંત્ર પણ ક્લાઇવની દ્વિરાજક પદ્ધતિને લીધે એટલું બધું નબળું પડી ગયું હતું કે સંકટનિવારણના ચાંપતા ઇલાજો લઇ શકાયા નહોતા.

### કંપનીને માથે વધી ગએલી જવાબદારી

ઇ. સ. ૧૭૫૭ના પ્લાસીના યુદ્ધ પછી બંગાળામાં કંપનીના રાજ્યનો પાયો નંખાઈ ચુકયો હતો. અને ત્યાર પછી દશ વર્ષના ટુંકા સમય દરમ્યાન તો કંપનીની રાજકીય સત્તા અદ્ભુત રીતે વધી ગઇ હતી. અલ્હાબાદ મુકામે શાહઆલમ સાથે કરેલા કરારનામાથી બંગાળા,

બિહાર અને ઓરિસાના પ્રાંતો કંપનીને મળી ચુકયા હતા. એ ઉપરાંત હિંદના પૂર્વ કાંઠા ઉપર ઉત્તરસરકારનો પ્રાંત પણ નિઝામ પાસેથી કંપનીને મળેલ હતો. વળી અયોધ્યાના પ્રાંતમાં પણ કંપનીની હાક વાગતી હતી. આ બધી વધી ગએલી જવાબદારીને પરિપૂર્ણ રીતે ઉઠાવી શકે એટલી સત્તા કે એટલાં સાધનો કંપની પાસે નહોતાં. કંપનીના અમલદારો વેપારમાં કુશળ હતા ખરા; પણ રાજ્યવહિવટ ચલાવવાની જોઇતી શકિત તો તેમનામાં તે વખતે નહોતી ક્લાઇવે દાખલ કરેલી રાજ્ય-વહિવટની નવી પદ્ધતિમાં એ બધી જોખમદારી વહોરી લેવાની તાકાત ન હતી એટલુંજ નહિ પણ એ પદ્ધતિમાં કોઇ નવતર સુધારો કરવાની ખાસ જરૂર હતી. આથી બંગાળાનું દુ:ખ ફેડવા અને રાજકારભારમાં સુધારો કરવા કંપનીના વહીવટદારોએ કોઈ સમર્થ રાજ્યતંત્રીની શોધમાં નજર ચલાવી. એમની તપાસમાં કંપનીની સેવામાં તનતોડ મહેનત કરનારો વૉરન હેસ્ટિંગ્સ જડી આવ્યો; અને એને બંગાળાના ગવર્નરનો ભારે ઓદ્ધો આપ્યો; ઇ. સ. ૧૭૭૨.

### વૉરન હેસ્ટિંગ્સનું પૂર્વ વૃત્તાંત

ગરીબ માબાપને પેટે જન્મેલ વૉરન હેસ્ટિંગ્સ ઇ. સ. ૧૭૫૦માં પોતાની ૧૮ વર્ષની ફૂટતી જુવાનીમાં કંપનીમાં નોકર તરીકે દાખલ થયો હતો. તેણે ક્લાઇવના હાથ નીચે કંપનીની ઘણી સારી સેવા બજાવી હતી. કંપનીમાં એનો માનમર્તબો પોતાની હોશિયારી અને નિષ્કલંક ચારિત્રને લઇને બહુ સારો હતો. એની સેવાથી ખુશ થઇનેજ કંપનીના વહીવટદારોએ એને મદ્રાસની સભામાં કામ કરવા નીમ્યો હતો. ત્યાં પણ એ પોતાની હોશિયારીથી બહુ ઝળકી ઉઠયો હતો; અને એની એ ખ્યાતિ અને બાહોશીને લઇનેજ બંગાળાના ગવર્નરની માનભરી પદવી સુધી એ પહોંચી શકયો હતો.

### બંગાળાના ગવર્નર તરીકે હેસ્ટિંગ્સે કરેલા સુધારા

કંપનીના વહીવટદારોના આ વિશ્વાસુ હેસ્ટિંગ્સે ગવર્નર તરીકે નિમાયા પછી કંપનીના રાજ્યમાં જોઇતા સુધારા કરવામાં જરાય વખત

ગુમાવ્યો નહિ. તેણે તરતજ ક્લાઇવિની દ્વિરાજક પદ્ધતિને એક ઝપાટે ઉડાવી દીધી; અને પછી બંગાળા અને બિહારમાં જે નાયબ દિવાનો નવાબના હાથ નીચે રહી કંપનીની મ્હેસુલ ઉઘરાવતા હતા અને જેઓ રૈયત ઉપર જબરદસ્તી વાપરીને કંપનીના નામને બટ્ટો લગાડી રહ્યા હતા તેમને દૂર કર્યા; અને મ્હેસુલ એકઠી કરવાનું કામ અંગ્રેજ અમલદારોને સોંપ્યું. તેણે પ્રાન્તોના જીલ્લાઓમાં વિભાગ પાડી દઇ, તે પર જુદા જુદા અમલદારોને મ્હેસુલ ઉઘરાવવા નિમ્યા. તે અમલદારો કલેક્ટર કહેવાયા. અને તેમના ઉપરી તરીકે કમીશ્નરો નિમાયા. આ પ્રમાણે મ્હેસુલ એકઠી કરવાની નવીજ પદ્ધતિ તેણે રચી. હાલ ચાલતી રાજપદ્ધતિનો પાયો પણ હેસ્ટિંગ્સેજ નાખ્યો કહેવાય. વળી એણે દિવાની અને ફોજદારી કચેરીઓ પણ કલકત્તામાં અને અન્ય સ્થળોમાં સ્થાપી. અને હિંદમાં ચાલતા કાયદાના ગ્રંથોનું અંગ્રેજી ભાષામાં ભાષાન્તર કરવાના કામની પણ ગોઠવણ કરી. વળી એણે બંગાળાના નામના નવાબને અપાતા વર્ષાસનમાં ઘટાડો કરી કંપનીની આર્થિક સ્થિતિ સુધારવાને પ્રયત્ન કર્યો. આ બધું સુધારણાનું કામ એણે બે વર્ષની અંદર પતાવ્યું. જે ખંતથી, ઉત્સાહથી, અને પ્રમાણિકતાથી એણે દરેક ખાતામાં સુધારા દાખલ કર્યા, તેને માટે તે સંપૂર્ણ શાબાશીને પાત્ર છે.

હેસ્ટિંગ્સની રાજ્યતંત્રી તરીકેની બાહોશી અને કુશળતાને આપણે યાદ કરીએ તોયે એક રાજ્યકર્તા તરીકે એનામાં બીજા ઘણા ગુણો હતા. પ્રજાની ઉન્નતિને માટે બનતા પ્રયત્નો કરવાને તે હમેશાં ઉત્સુક રહેતો. લુંટારાઓનો ત્રાસ ઓછો કરવામાં પણ એણે ચાંપતા ઇલાજો લીધા હતા. સાહિત્ય, કલા, અને વિજ્ઞાનમાં એને ઘણોજ રસ પડતો. હેસ્ટિંગ્સ હિન્દુસ્તાનની ભાષાઓના અભ્યાસને ઉત્તેજન આપતો, ને તે જાતે ફારસી ભાષાને અચ્છો વિદ્વાન હતો.

## શાહઆલમ અંગ્રેજનો આશ્રય છોડી દે છે

ઇ. સ. ૧૭૬૫માં થયેલા અલ્હાબાદના કરારનામા પ્રમાણે બાદશાહ શાહઆલમે અંગ્રેજના આશ્રય તળે અલ્હાબાદમાં રહેવાનું કબુલ કર્યું

હતું. અને એ બદલ કંપનીએ અલ્હાબાદ અને કોરા પ્રાન્તો બાદશાહને આપ્યા હતા. પરંતુ ઇ. સ. ૧૭૭૦માં મરાઠાઓની સત્તા પાણીપતના યુદ્ધ પછી ફરી વધવા લાગી અને તે સાલમાં મહાદજી સિંધિયાએ દિલ્હીનો કબજો લીધો. મરાઠાઓના વધતા જોરથી અંજાઈ જઇ શાહઆલમે અલ્હાબાદ છોડી મહાદજી સિંધિયાનું શરણ સ્વીકાર્યું. આ પ્રમાણે જ્યારે શાહઆલમે અંગ્રેજનું શરણ છોડી દીધું ત્યારે હેસ્ટિંગ્સે એને બંગાળાની દિવાનીના બદલામાં અપાતી ૨૬ લાખની ખંડણી ભરવી બંધ કરી. અને અલ્હાબાદ અને કોરા પ્રાન્તો અયોધ્યાના નવાબ સુજાઉદ્-દૌલાને ૫૦ લાખ રૂપીઆ લઇ વેચાતા આપી દીધા; અને અયોધ્યાના નવાબની આફત વખતે એના રક્ષણ માટે એક સાહાય્યકારી બ્રિટિશ લશ્કર પૂરૂં પાડવાની યોજના પણ એણે આરંભી.

## રેગ્યુલેટિંગ એક્ટ ( નિયામક ધારો )

હિંન્દમાં ઇસ્ટ ઇન્ડિયા કંપની એક વેપારી સંસ્થા મટીને રાજ્યતંત્ર ચલાવતી સંસ્થા થઇ પડી, અને જ્યારે કંપનીના હાથ નીચે હજારો અને લાખો માણસોના સંરક્ષણની જવાબદારી આવી પડી ત્યારે ઇંગ્લાંડની સરકારને કંપનીના હિન્દી રાજવહીવટની અંદર સુધારા કરવાની જરૂર જણાઇ; એથી ઈ. સ. ૧૭૭૩માં કંપનીના કારભારને વ્યવસ્થિત કરનારો એક કાયદો પસાર કર્યો. આ કાયદો રેગ્યુલેટિંગ એક્ટના નામે પ્રસિદ્ધ છે. આ નવા ધારાથી બંગાળાના ગવર્નરને ગવર્નર જનરલ નીમી, હિંદનાં તમામ બ્રિટિશ સંસ્થાનોનો ઉપરી બનાવવામાં આવ્યો, અને તેની નિમણુક કંપનીના હાથમાં ન રાખતાં ઇંગ્લાંડના મુખ્ય પ્રધાનને સોંપવામાં આવી. અને રાજ્યકાર્યમાં તેને સલાહ આપવાને ચાર સભાસદોની એક સભા નિમવામાં આવી કલકત્તામાં ન્યાયને માટે એક વરિષ્ટ કચેરી સ્થાપવામાં આવી; અને તેનો મુખ્ય ન્યાયાધીશ ઇંગ્લાંડથી મોકલવામાં આવ્યો. આ પ્રમાણે કંપનીના બધા પ્રાન્તો પર કારભાર કરવાની કુલ સત્તા ગવર્નર જનરલ અને તેના ચાર સભ્યોના હાથમાં આવી. આ કાયદાથી હેસ્ટિંગ્સ

હિન્દનો પહેલો ગવર્નર જનરલ નિમાયો. તેની સાહાય્યકારક સભાના સભાસદોમાં એક બેરવૅલ કરીને તેનો મિત્ર હતો; અને બીજા ત્રણ જેમને ઈંગ્લાંડથી મોકલવામાં આવ્યા હતા, તેઓ ક્લેવરિંગ, મોન્સન, અને ફિલિપ ફ્રાન્સીસ હતા.

## રોહિલા સાથે લડાઈ

રોહિલખંડ ફળદ્રુપ હોઈને મરાઠાઓની આંખમાં આવી રહ્યો હતો. અયોધ્યાના નવાબની આંખ પણ એના ઉપર ફરતી હતી. પણ મરાઠાઓ તો પોતાની વધતી જતી સત્તાના મદમાં એના ઉપર હુમલા કરી લૂંટફાટ કરી જતા હતા. મરાઠાઓથી ત્રાસી રોહિલાના સરદાર રેહમતખાંએ અયોધ્યાના નવાબ સુજા-ઉદ્-દૌલાને રોહિલખંડનું મરાઠાઓથી રક્ષણ કરવા બદલ ૪૦ લાખ રૂપીઆ આપવા કબુલ કર્યું હતું. દરેક ક્ષણે સિંધિયા રોહિલખંડ ઉપર ધસી આવશે એવી દહેશત રહ્યા કરતી. અને એ બ્હીકેજ ઉપર દર્શાવેલો કરાર રોહિલા અને અયોધ્યાના નવાબ વજીર વચ્ચે થયો હતો. પણ એવામાં નારાયણરાવ પેશ્વાનું મરણ થવાથી સિંધિયાને પુના તરફ જવું પડયું, અને રોહિલાઓની દહેશત ગઈ. પણ નવાબે તો મદદ કર્યા વિના રોહિલા પાસે ૪૦ લાખ રૂપીઆની માગણી કરી; પણ રોહિલાઓએ તે આપવાની ના પાડી. અયોધ્યાના નવાબે તુરતજ હેસ્ટિંગ્સની મદદ માગી. અને હેસ્ટિંગ્સે પણ રોહિલા લોકોને નરમ પાડવા માટે અંગ્રેજી લશ્કર નવાબની મદદે રોહિલખંડ જીતવાને મોકલ્યું. અંગ્રેજની મદદથી નવાબ વિજયી નિવડયો અને રોહિલા લોકો હારીને નાસી ગયા. આ પ્રમાણે જીતાયેલો રોહિલખંડ હેસ્ટિંગ્સે નવાબને સોંપ્યો; અને એના બદલામાં નવાબે કંપનીને લડાઈના ખર્ચ બદલ ૪૦ લાખ રૂપીઆ આપ્યા અને ચુનારગઢનો કિલ્લો સોંપ્યો.

## હેસ્ટિંગ્સ અને તેના સભાસદો વચ્ચે જામેલો વિરોધ

હેસ્ટિંગ્સની નવી નિમાયેલી સભામાં કાયદા પ્રમાણે દરેક કાર્ય બહુમતિથીજ ચલાવવાનું હતું; તેથી શરૂઆતમાં તેનો રાજ્યકારોબાર

મુશ્કેલ થઇ પડયો હતો. કારણ એની સભામાં ફિલિપ ફ્રાન્સીસ નામનો સભ્ય તેનો કટ્ટો વિરોધી હતો; અને અન્ય સભ્યોને પણ તેની વિરૂદ્ધ ઉશ્કેરતો હતો. એ ફ્રાન્સીસ પોતાની બહુમતિ સાધીને પોતાનુંજ ધાર્યું કરતો. તેણે હેસ્ટિંગ્સે કરેલી અયોધ્યાના નવાબ સાથેની સંધિમાં પણ વિરોધ બતાવ્યો અને હેસ્ટિંગ્સને નકામી કનડગત કરી પોતાની બહુમતિથી અયોધ્યાના નવાબને કંપનીનું જુનું લ્હેણું ચુકવી દેવાનો હુકમ કર્યો; અને જ્યારે નવાબ તે હુકમ પ્રમાણે ન વર્તી શકયો ત્યારે એજ ફ્રાન્સીસે વધુમતે તેના ઉપર દબાણ કહી બનારસની મ્હેસુલ કંપનીને સોંપવા અને દર વર્ષે ત્રણ લાખ રૂપીઆ આપવાની ફરજ પાડી; અને તેની તીજોરીમાંના બે કરોડ રૂપીઆ માજી નવાબની બેગમોને આપી દેવાનો હુકમ કર્યો. આથી નવાબની તીજોરી ખાલી થઇ ગઈ; અને એના લશ્કરને પગાર પણ મળી શકે એવી સ્થિતિ ન રહી. વળી કંપનીનુ દેવું તો ઉભુંજ રહ્યું. હેસ્ટિંગ્સ ફ્રાન્સીસના આવાં જુલમી કૃત્યની વિરૂદ્ધ હતો; પણ પોતાની બહુમતિ ન હોવાથી તેનું કંઇ ચાલતું નહિ.

## રાજા નંદકુમાર

હેસ્ટિંગ્સ અને તેની સભા વચ્ચે નિરંતર ચાલતા ઝઘડામાં સૌથી વધારે ગવાઈ ગયેલો પ્રસંગ એક બંગાળી બ્રાહ્મણ, રાજા નંદકુમારના સંબંધી છે. નંદકુમાર એક બાહોશ અને લાગવગવાળો બંગાળાની દેશી રાજ્યવહીવટની સભાનો સભ્ય હતો. હેસ્ટિંગ્સને અને તેને કોઇ કારણસર વેર બંધાયાં હતાં. તેથી તેણે પોતાનું વેર લેવાને ફ્રાન્સીસની શીખવણીથી હેસ્ટિંગ્સ ઉપર મીરજાફરની બેગમ પાસેથી લાંચ લીધાનું તહોમત મૂકી વરિષ્ટ કોર્ટમાં ફરિયાદ કરી. પણ એવી તપાસ કરવાનો અધિકાર વરિષ્ટસભાની હદ બ્હારનો છે એમ કહી હેસ્ટિંગ્સે એ સભામાં પોતાનો કેસ ચાલવા દીધો નહિ. અને નંદકુમાર કે તેનો પડખીઓ ફ્રાન્સીસ બીજું કાંઇ પગલું ભરવાની તૈયારી કરે તે પહેલાં હેસ્ટિંગ્સે નંદકુમાર ઉપર ખોટો દસ્તાવેજ કર્યાની ફરિયાદ મંડાવી, અને તે સાબિત

થવાથી રાજા નંદકુમારને ફાંસીની શિક્ષા થઈ. નંદકુમારને ફાંસી આપ્યા પછી બીજા દેશી લોકો હેસ્ટિંગ્સની વિરૂદ્ધ બોલતા બંધ પડયા. વળી એવામાં મોન્સનના ગુજરી જવાથી હેસ્ટિંગ્સની રાજ્યકારોબારમાં સત્તા વધવા લાગી. વળી એક વર્ષ પછી બીજો સભ્ય ક્લેવરિંગ પણ ગુજરી ગયો અને ફ્રાન્સીસ ઈંગ્લંડ ગયો; એટલે પછી હેસ્ટિંગ્સનો કોઇ વિરોધી રહ્યો નહિ; અને રાજ્યકારોબારમાં તેની સત્તા નિરંકુશપણે મ્હાલવા લાગી.

૨

# મ્હૈસૂર અને અંગ્રેજો

## મ્હૈસૂરના રાજ્યનો પૂર્વ ઇતિહાસ

દક્ષિણ હિંદમાં ઈ. સ. ૧૩૩૬માં વિજયનગરનું હિંદુરાજ્ય સ્થપાયું હતું. એ રાજ્યની પણ પૂર જાહોજલાલી અને આબાદી એક વખતે હતી. બસો વર્ષ સુધી લગભગ વિજયનગરનું હિંદુરાજ્ય દક્ષિણમાં સર્વોપરી સત્તા ધરાવતું હતું અને દક્ષિણનાં મુસલમાની બ્રાહ્મણીરાજ્ય અને એની પાછળથી પડી ગયેલી પાંચ શાખાઓના મુસલમાન રાજ્યોને ઘણા વર્ષ સુધી એ રાજ્યે દાડ પડાવી હતી. ઇ. સ. ૧૫૦૯થી ૧૫૨૯ સુધી આ વિજયનગરમાં કૃષ્ણરામદેવ કરીને મહા બળવાન રાજા થઇ ગયો. એના વખતમાં રાજ્યની સમૃદ્ધિ અને સત્તા એટલી બધી વધી ગયેલી હતી કે એ રાજા દક્ષિણમાં થઈ ગયેલા સર્વ રાજાઓ કરતાં બધી વાતે શ્રેષ્ઠ ગણાઇ ગયો છે. શું રાજ્યકારભારમાં કે લડાઇમાં, શું ધર્મમાં કે અંગત ચારિત્રમાં, શું શત્રુ સાથેના વર્તનમાં કે મિત્રો તરફ ઉદારતામાં, શું દેશીઓને ઉન્નત કરવામાં કે પરદેશીઓને આશ્રય આપવામાં, એ રાજા પોતાના વર્તનથી અને કાબેલિયતથી યશસ્વી થઈ ગયો છે. પણ એના મૃત્યુ પછી સદાશિવરાવની કારકીર્દીમાં આજ રાજ્યની પડતી દશા બેઠી; અને ઇ સ. ૧૫૬૫માં બ્રાહ્મણી રાજ્યની પાંચે શાખાઓએ એક થઈ, સદાશિવરાવની હિન્દુસત્તાને તાલિકોટની લડાઇમાં

ઉથલાવી નાખી; અને વિજયનગરના રાજ્યને છિન્નભિન્ન કરી નાખ્યું. એ દાણોવાટો થઇ ગયેલા હિન્દુરાજ્યના ખંડીઆ રાજાઓ ત્યારપછી પોતપોતાનાં નાનાં રાજ્યો સંભાળી બેસી રહ્યા. એ નાનાં રાજ્યોમાં એક રાજ્ય મ્હૈસૂરનું હતું. ત્યાં હિન્દુ રાજા રાજ્ય કરતો હતો.

## હૈદરઅલી મ્હૈસૂરને પચાવી પડે છે

વિજયનગરની પડતી પછી મ્હૈસૂરમાં હિન્દુ રાજાઓ સ્વતંત્રપણે રાજ્ય ચલાવતા હતા. લગભગ બસો વર્ષ સુધી એ હિન્દુ રાજાઓએ મરાઠાઓનાં આક્રમણને પાછાં હઠાવ્યાં અને પોતાની સત્તા જીવતી રાખી. ઈ. સ ૧૭૬૧માં ત્યાંનો રાજા બાળક હોવાથી દિવાન નંદરાજ રાજ્યકારભારનો બોજો ઉપાડતો હતો. આ વખતે મ્હૈસૂરરાજ્યના લશ્કરી ખાતામાં શાહલામ નામનો એક મુસલમાન ઘોડેસ્વારની ટુકડીનો નાયક હતો. એના હાથ નીચે એનો નાનોભાઈ હૈદરઅલી પણ લશ્કરમાં સાધારણ સિપાઇની જગ્યાએ હતો. હૈદર ઇ. સ. ૧૭૪૯ માં પોતાની ૨૭ વર્ષની વયે લશ્કરમાં જોડાયો હતો. આ હૈદરે ત્રાચીનાપલ્લીના ઘેરા વખતે અને બીજા એવા લશ્કરી મામલામાં સારી હોશિયારી અને બહાદુરી બતાવેલી હોવાથી એને રાજ્યમાં એક લશ્કરી ટુકડીના નાયકની માનભરી પદવી આપવામાં આવી હતી. અને આગળ જતાં પોતાનીજ બાહોશીથી એ આખા લશ્કરનો સેનાપતિ થયો. જ્યારે સૈન્યનો તમામ કાબુ હૈદરના હાથમાં આવ્યો ત્યારે એને હિન્દુરાજ્યસત્તા ઉથલાવી પાડવાની મહદ્ ઇચ્છા થઈ આવી. એથી નંદરાજને મારી નખાવી બાળરાજાને કેદ કર્યો અને મ્હૈસૂરની ગાદીનો ધણી પોતે થઈ પડયો, ઇ. સ. ૧૭૬૧. આ પ્રમાણે માલિકનું રાજ્ય પચાવી પડી હૈદરે મુસલમાની સત્તા મ્હૈસૂરમાં સ્થાપી અને તે વખતની દક્ષિણ હિન્દની અરાજક સ્થિતિમાં પોતાની નવી સત્તાનો પાયો મજબૂત નાખી દીધો. દક્ષિણના મરાઠાઓ પણ તે વખતે પાણીપતની જબ્બર હાર પછી નબળા પડી ગયેલા હતા; એથી હૈદરને મરાઠાઓ તરફથી પણ બીવા જેવું તે વખતે ન હતું.

વળી નવું રાજ્ય પચાવી પડયા પછી બેદનોરનો કબજો લઇ ત્યાંથી પુષ્કળ ધન લૂંટયું.

## પહેલો મ્હેસૂર વિગ્રહ

મ્હેસૂરમાં હૈદરની નવી મુસલમાની સત્તાને જામતી જોઇ મરાઠાઓ જીવ ઉપર આવ્યા અને ચેત્યા. ઇ. સ. ૧૭૬૫માં પોતાનું બળ એકઠું કરી માધવરાવ પેશ્વા હૈદર ઉપર ચઢી આવ્યો, અને હૈદરને સખ્ત હરાવી એની પાસેથી ૨૦ લાખરૂપીઆ રોકડા પડાવ્યા અને દર સાલ ૩૨ લાખની ખંડણી ભરવાની કબુલાત કરાવી સંધિ કરી. પણ એ સંધિથી હજી મરાઠાઓનો જીવ માન્યો નહિ. તેમને તો હૈદરની સત્તાજ ઉખેડી નાખવી હતી. વળી દક્ષિણનો નિઝામ પણ હૈદરની વધતી જતી સત્તાથી ડરતો હતો; અને અંગ્રેજોને પણ ભય પેઠો હતો કે રખે હૈદર ફ્રેન્ચ સાથે મળી જઈ અમને હિંદમાંથી હાંકી કાઢે. આ પ્રમાણે હૈદરની સત્તા દક્ષિણમાં બધાને ખુંચી રહી હતી. એથી મરાઠાઓ, નિઝામ, અને અંગ્રેજોએ એકઠા મળી હૈદરને રખડતો કરી મૂકવાની યોજના ઘડી, એકસંપ કર્યો. પણ ચતુર હૈદરે મરાઠાઓનું મ્હોં પૈસાથી ભરી દઇ એમના ભયનો આંકડો કાપી નાખ્યો. મરાઠાઓને ખસી પડેલા જાણી નિઝામ પણ ગભરાયો, અને હૈદરના પડખામાં ભરાયો. આથી અંગ્રેજો હૈદરની આંખે ચઢયા, એકલા પડી ગયા, અને એમની સ્થિતિ કફોડી થઇ ગઇ. હૈદરે પણ અંગ્રેજોનું સાલ્લ દક્ષિણમાંથી કાઢી નાખવાનો નિશ્ચય કર્યો અને પોતે મોટું લશ્કર લઈ અંગ્રેજની સામે થયો. શરૂઆતમાં અંગ્રેજ લશ્કરના સેનાપતિ સ્મિથે હૈદરના લશ્કરને બે ત્રણ જગ્યાએ હાર આપી. પણ એથી હૈદરની સત્તા તૂટી પડવાને બદલે એને અંગ્રેજો સામે લડવામાં નવું ઝનુન ચઢયું; અને એક મોટું લશ્કર લઈ પોતે મદ્રાસ ઉપર ધસી આવ્યો, ઇ. સ. ૧૭૬૯. મદ્રાસની અંગ્રેજ સરકાર તો આભીજ બની ગઈ. મદ્રાસમાં હૈદરની સામે મુકવા જેવું લશ્કરજ ન હતું. હૈદર સામે લડવાનો એકકે ઉપાય ન સૂઝવાથી અંગ્રેજોએ મદ્રાસ

મુકામે હૈદર સાથે સંધિ કરી. આ મદ્રાસની સંધિથી બન્નેએ એક બીજાના લીધેલા મુલક પાછા આપવા અને સંકટ સમયે અરસપરસ સહાય કરવી એવું ઠર્યું. આ પ્રમાણે અંગ્રેજો સાથેના હૈદરના પહેલા વિગ્રહનો અંત આવ્યો. મદ્રાસની સંધિ અંગ્રેજોએ કરી તો ખરી અને હૈદરના ભયમાંથી મુકત પણ થયા પરંતુ એ સંધિથીજ હૈદર અને અંગ્રેજો વચ્ચે આગળ ઉપર હાડવેર બંધાયાં. કારણ હૈદર તો સંકટોમાંજ ઉભો હતો અને દર સંકટ વખતે અંગ્રેજોથી એ સંધિ નિભાવી શકાય એવી ન હતી. બન્યું પણ એવું કે એ સંધિ પછી ત્રીજેજ વર્ષે મરાઠાઓ વળી પાછા હૈદર ઉપર ચઢી આવ્યા અને હૈદરે એ સંકટમાં મદ્રાસની સંધિના કોલકરાર પ્રમાણે અંગ્રેજોની મદદ માગી. પણ અંગ્રેજો એ સંકટ વખતે હૈદરને કશી પણ મદદ ન મોકલી શકયા એથી હૈદરને બહુ લાગી આવ્યું અને અગ્રેજો નર્યા સ્વાર્થી અને લુચ્ચાજ છે એવો એનો મત બંધાયો અને તે દિવસથી અંગ્રેજોને દેખે એટલે દુશ્મનનેજ દેખતો હોય એમજ એને લાગવા માંડયું. અંગ્રેજોને હૈદરની મદદે ન આવવાનું મુખ્ય કારણ એ હતુ કે મરાઠાઓ જોડે અંગ્રેજોને મૈત્રી હતી અને મુંબઇ સરકારે મરાઠાઓ સાથે મદ્રાસની સંધિ જેવાજ કરાર કર્યા હતા. જો હૈદરને મદદ કરે તો મરાઠાઓ મુંબઇ લઈ લે એમ હતું.

## બીજો મ્હેસૂર વિગ્રહ

આ પ્રમાણે જ્યારે હૈદરનો પી-તો મદ્રાસમાં ઘર કરી બેઠેલા અંગ્રેજો ઉપર ઉછળી રહ્યો હતો ત્યારે બંગાળામાં વૉરન હેસ્ટિંગ્સ કંપનીનો ગવર્નર હતો અને કંપનીની સત્તાનું સંરક્ષણ પોતાની બાહોશીથી એ કરી રહ્યો હતો. હૈદર પણ પોતાની સત્તા દક્ષિણ હિંદમાં પૂર જોસમાં વધાર્યે જતો હતો; અને દરેક પળે એનો ભય અગ્રેજોને લાગ્યાજ કરતો હતો. એવામાં યૂરોપમાં ફ્રાન્સ અને ઇંગ્લાંડ વચ્ચે ઈ. સ. ૧૭૭૮માં લડાઈ સળગી. આ યૂરોપની લડાઇની અસર હિન્દમાં પણ થઇ અને વૉરન હેસ્ટિંગ્સને ઈંગ્લાંડની સરકારનો ખાનગી હુકમ આવ્યો કે તમારે ફ્રેન્ચના સંસ્થાનો

જીતી લેવાં. એ ખાનગી હુકમ પ્રમાણે વર્તવાને હેસ્ટિંગ્સે મદ્રાસના ગવર્નર સર થોમસ રમ્બોલ્ડને લખ્યું; પણ મદ્રાસના ગવર્નરને એ પ્રમાણે વર્તતા આંચકો આવ્યો એથી હેસ્ટિંગ્સે જાતે ફ્રેન્ચ સસ્થાનોનો કબજો લશ્કર મોકલીને લઇ લીધો. એ સંસ્થાનોમાં મલબાર કાંઠે આવેલા માહીના નાના બંદરનોય પણ હેસ્ટિંગ્સે કબજો લઇ લીધો. હવે બન્યું એવું કે આ માહીનું બંદર હૈદરને બહુ ઉપયોગી હતું અને તે ફ્રેન્ચોનું થાણું ગણાતું હોવા છતાં એની માલીકી તો હૈદરજ ધરાવતો હતો. એથી માહીનો કબજો જ્યારે અંગ્રેજોએ લીધો અને એ વાતની હૈદરને જ્યારે ખબર પડી ત્યારે એને બળતામાં ઘી હોમાયા જેવું લાગ્યું. જે એનો ગુસ્સો આટલા દિવસ સુધી ધુંધવાઇ રહ્યો હતો તે ભડકો થઇને ફાટી નીકળ્યો. મૂળે એને અંગ્રેજો પ્રત્યે અણવિશ્વાસ અને ક્રોધ તો આવીજ રહ્યો હતો, એમાં આ માહીના બનાવથી હૈદરને અંગ્રેજો સામે બહાર પડી લડવાને જોઇતું હતું તેવું સબળ કારણ મળી આવ્યું. તાબડતોબ હૈદરે એક લાખ માણુસનું લશ્કર જમા કરી અને એક સો તોપો સાથે લઇ અંગ્રેજો ઉપર વાવાઝોડાની ઝડપે ધસ્યો. આ વખતે હેસ્ટિંગ્સ મરાઠાઓ સાથે લડવાની (મરાઠા ૧ લા વિગ્રહ અને એનાં કારણો માટે જુઓ ભાગ ત્રીજો) ધમાલમાં પડયો હતો. એકી સાથે બે પ્રબળ દુશ્મનો સાથે લડવાનું આવી પડશે એવું હેસ્ટિંગ્સે સ્વપ્ને પણ નહોતું ધાર્યું. વખત બહુ કટોકટીનો અને બારીક આવી પડયો. કાચાપોચાને મુંઝવી મારે એવા સંજોગોમાં હેસ્ટિંગ્સ સપડાઈ ગયો. પણ હેસ્ટિંગ્સ મર્દ માણુસ હતો. એ એકદમ હામ હારે એવો નહોતો. એકલા હાથે બન્નેને એણે હંફાવવાનો નિશ્ચય કર્યો. કર્નલ બૅલીને ૨૫૦૦ નું નાનું પણ કસાએલું સૈન્ય આપી હૈદર સામે મોકલ્યો. હૈદર તો પૂરપાટે કર્ણાટકમાં ત્રાસ વર્તાવતો અને લૂંટફાટ ચલાવતો મદ્રાસ તરફ ચાલ્યો આવતો હતો. રસ્તામાં કાંજીવરમ મુકામે કર્નલ બૅલીને શિકસ્ત આપી જોતજોતામાં એ મદ્રાસ પાસે આવી ગયો. બક્સરનો વિજેતા વીર હેક્ટર મન્રો સામો આવવાને બદલે દરવાજા બંધ કરી મદ્રાસમાં

ભરાઈ બેઠો અને હેસ્ટિંગ્સને નવી મદદ માટે કલકત્તે ખાસ લખ્યું. આ વખતે હેસ્ટિંગ્સની મુશ્કેલીમાં જબરો વધારો થઇ પડયો. મરાઠાઓ સામે પણ એની બાજી તે વખતે જીતમાં નહતી; છતાં એ ગાંજ્યો નહિ. વોન્ડિવાસના વીર વિજેતા સર આયર કૂટને જે હતું તે લશ્કર આપી હૈદરની સામે મોકલ્યો. ઘડીભર હેસ્ટિંગ્સે બીજી બધી બાજી સંકેલી લઇ એકલા હૈદર ઉપરજ ધ્યાન પરોવ્યું. સર આયર કૂટ હૈદર સામે આવ્યો અને પોર્ટોનોવો મુકામે ખુનખાર લડાઇ થઇ. એમાં હૈદર હાર્યો અને એના ૧૦૦૦૦ માણસો માર્યા ગયા. એવામાં બંગાળેથી બીજા માણસોની મદદ આયર કૂટને મળતાં એ આગળ વધ્યો અને ફરી હૈદરને પોલીલોર અને શોલીંગર મુકામે હરાવ્યો. આયર કૂટે તો હૈદરનો પીછો પકડયો અને આર્ની મુકામે એને સજ્જડ હાર આપી, ઇ. સ. ૧૭૮૨. આ વખતે ઉપરાઉપરી લડાઇઓથી અને હારોથી એના વૃદ્ધ શરીરને જબરો ઘસારો પહોંચ્યો અને એજ સાલમાં હૈદર પોતાની ૬૦ વર્ષની વયે મરણ પામ્યો. એના પછી એનો પુત્ર ટીપુ મ્હૈસૂરની ગાદીએ આવ્યો તેણે બે વર્ષ સુધી લડાઇ લંબાવી. ટીપુને ફ્રેન્ચોની મદદ ન હતી છતાં એણે બેદનોર અને માંગલોર જીતી લીધાં. પણ આખરે ટીપુએ અને અંગ્રેજોએ લાંબી લડાઇથી કંટાળી માંગલોર મુકામે સંધિ કરી ઇ. સ. ૧૭૮૪. આ સંધિથી એક બીજાએ જીતેલા પ્રદેશો પાછા સોંપી દેવાનું ઠર્યું; આ પ્રમાણે બીજા મ્હૈસૂરવિગ્રહનો અંત આવ્યો.

## હૈદરનું ચારિત્ર્ય

મ્હૈસૂરના રાજ્યમાં નાની નોકરીથી શરૂઆત કરી મ્હૈસૂરમાં મુસલમાની સત્તા સ્થાપનાર આ પુરુષ કોઇ મહાન વ્યક્તિ હોવીજ જોઇએ. હૈદરને લખતાં વાંચતાં નહોતું આવડતુ તો પણ રાજ્યકારભારમાં એ બહુ કાબેલ હતો. લડાઇના મામલામાં તો એને બહુજ રસ પડતો. સામા પ્રબળ શત્રુને દામથી અને ભેદથી કેમ વશ કરવો એ કળા એને બહુ સારી આવડતી; અને નબળાપોચાને તો એ દંડ દઇ તાબે

કરી દેતો. એની વધતી સત્તાનો ત્રાસ એણે આખા દક્ષિણમાં ફેલાવી દીધો હતો. સેનાપતિને લાયક ગુણો એનામાં જન્મથીજ હતા. અંગ્રેજો સામે એ ન ફાવ્યો એમાં અંગ્રેજોની દરીઆઇ સત્તાજ એને નડી હતી. રાજ્યના કામકાજમાં એ કદી આળસુ નહોતો રહેતો. સવારથી સાંજ સુધી એ કંઇને કંઇ કામમાં ગુંથાએલોજ રહેતો. રાજ્યના દરેક ખાતા ઉપર એ જાતે નજર રાખતો અને કોઇપણ કામ બજાવવાની એની ઝડપ અને નિયમિતતા વખાણવા જેવી હતી. અભણ હતો છતાં એ પાંચ જુદી જુદી ભાષાઓ છટાથી અને છૂટથી બોલી શકતો હતો.

## નાણાંની તંગીમાં હેસ્ટિંગ્સે કરેલાં કાર્યો અને એની વિદાયગીરી

ઈ. સ. ૧૭૭૮ થી ઈ. સ. ૧૭૮૨ સુધી હેસ્ટિંગ્સના માથા ઉપર જે રાજ્યકારભારનો બોજો આવી પડયો હતો તે હદ ઉપરાંતનો હતો. મરાઠાઓ અને મ્હૈસુરના હૈદરઅલી અને તેના પુત્ર ટીપુ સુલતાન સાથે એકલા હાથે તેને લડવું પડયું હતું. એ લડાઇઓ લડવામાં માણસની અને પૈસાની કેટલી જરૂરત કયે વખતે અને કયી જગાએ પડતી હશે તેનો ખ્યાલ આવવો મુસ્કેલ છે. હેસ્ટિંગ્સની જગાએ કોઇ કાચોપાચો ગવર્નર હોત તો એવા કટોકટીના મામલામાં મુઝાયા વિના કામ કરી શકત કે કેમ અને જો કામ કરી શકત તો સમીસરાણે કામ પાર ઉતારી શકત કે કેમ તે શંકા ભરેલું છે. ચાલતી લડાઇએ રોકડ નાણાંની જરૂર હરઘડી પડે છે, અને એવી ભીડ હેસ્ટિંગ્સને પડવાથી તેણે એ નાણાંભીડ મટાડવા માટે. પોતાના હાથમાં હતા તેવા ઉપાયો યોજી બનારસના રાજા ચૈયતસિંગ અને અયોધ્યાના નવાબની બેગમો પાસેથી પૈસા કઢાવ્યા.

### રાજા ચૈયતસિંગ

અયોધ્યાના નવાબે બનારસની મ્હેસુલ કંપનીને સોંપી ત્યારે ચૈયતસિંગ ત્યાંનો રાજા હતો. તેણે દર વર્ષે કંપનીને ૨॥ લાખ રૂપીઆની

ખંડણી આપવા તથા કંપનીને ભીડના વખતે નણાં તથા લશ્કરની મદદ આપવા કબુલ કર્યું હતું. મરાઠાવિગ્રહ અને મ્હૈસૂરવિગ્રહને લીધે હેસ્ટિંગ્સ ખરેખરી નાણાંની તંગીમાં આવી પડયો હતો. તેથી તેણે ૫ લાખ રૂપીઆ તથા બે હજાર ઘોડેસ્વારની માગણી ચૈયતસિંગ પાસે કરી. પણ ચૈયતસિંગ આ માગણીને પહોંચી ન શકયો તેથી હેસ્ટિંગ્સે જાતે બનારસ જઇ તેને કેદ કર્યો. પાછળથી ચૈયતસિંગ ચાલાકી કરી છટકી ગયો; અને પાછળથી એની પ્રજાએ બળવો કર્યો; અને હેસ્ટિંગ્સ અને તેના માણસોને એવા સપડાવ્યા કે તે ભયંકર સ્થિતિમાં આવી પડયો અને રાત માથે લઈ ચુનારગઢ ભેગો થઇ ગયો. એટલામાં અંગ્રેજી લશ્કર તેની મદદે આવી પહોંચ્યું; તેથી રાજાના માણસો ભયભીત થઈ નાસી ગયાં; અને તેનો ખજાનો અંગ્રેજોના હાથમાં પડયો. ત્યાર પછી હેસ્ટિંગ્સે ચૈયતસિંગને પદભ્રષ્ટ કરી તેના ભત્રીજાને ગાદીએ બેસાડયો; અને તેની પાસેથી બમણી ખંડણી લેવાની શરત કરી.

## અયોધ્યાની બેગમો ઉપર ગુજારેલો જુલમ

ચૈયતસિંગની તીજોરી લૂંટયા પછી પણ હેસ્ટિંગ્સની ભૂખ ભાંગી નહિ. તેથી હેસ્ટિંગ્સે અયોધ્યાના નવાબ આસફ-ઉદ્-દૌલાને કંપનીનું ચઢેલું દેવું જલદી ભરી દેવા હુકમ કર્યો. પણ નવાબ પાસે પોતાનું લશ્કર નિભાવી શકે એટલો પણ પૈસો તીજોરીમાં નહોતો. તેથી લશ્કરના નિભાવનો ખર્ચ પણ તેને માથે ચડયો જતો હતો. રાજ્યમાં જે કંઇ પૈસો હતો તે તેની મા અને દાદી જે અયોધ્યાની બેગમો કહેવાતી તેની પાસે હતો. તેથી નવાબે હેસ્ટિંગ્સને બેગમો પાસેથી પૈસા માગવાનું લખ્યું. હેસ્ટિંગ્સને તો એટલુંજ જોઇતું હતું. બેગમો ફૈઝાબાદમાં રહેતી હતી ત્યાં હેસ્ટિંગ્સે એક લશ્કર મોકલી બેગમોના માણસોને કેદ કર્યા; અને બેગમોને ગભરાવીને એમની પાસેથી ૭૫ લાખ રૂપીઆ ઓકાવ્યા. હેસ્ટિંગ્સનીજ કારોબારી સભાએ બેગમોને અપાવેલા રૂપીઆ ખાનગી તરીકે જાહેર કર્યા હતાં; છતાં હેસ્ટિંગ્સે નાણાંની તંગીમાં પોતે શું કરી રહ્યો હતો તે જોયું નહિ.

## હેસ્ટિંગ્સની ઇંગ્લાંડમાં સતાવણી

તેર વર્ષ સુધી બંગાળામાં કંપનીના ગવર્નર જનરલ તરીકે રહી હેસ્ટિંગ્સે કંપનીની સત્તાને ઘણું નવું જોમ આપ્યું. એની હિંદની કારકીર્દિ એટલી બધી સતત કાર્યોમાં ગુંથાએલી પસાર થઇ છે કે એના કાર્યોની આંકણી એકાદ ફકરામાં કાઢવી એ બહુ મુશ્કેલ વાત છે. છતાં એટલું તો કહીજ શકાય કે એની અનેક ભૂલો હશે છતાં એ એક મહાન નર થઇ ગયો અને કંપનીની સેવા એણે ખરા તનમનથી કરેલી હતી. છતાં ઇ. સ. ૧૭૮૫માં આજ હેસ્ટિંગ્સને રાજીનામું આપી ઇંગ્લાંડ જવું પડયું; કારણ હેસ્ટિંગ્સે અયોધ્યાની બેગમો અને બનારસના રાજા જોડે પૈસા સંબંધી કરેલો બખેડો કંપનીના ઇંગ્લાંડના વહીવટદારોને રૂચ્યો નહિ. હેસ્ટિંગ્સ ઇંગ્લાંડ ગયો ત્યારે હિંદમાં અંગ્રેજ કંપનીના હાથમાં બંગાળા, બિહાર, ઓરિસાનો કેટલોક ભાગ, ગાઝીપુર, બનારસ, ઉતરસરકાર, મુંબઇ, અને સુરત એટલાં સ્થળો હતાં. રાજીનામુ આપી ઇંગ્લાંડ ગયા પછી પણ હેસ્ટિંગ્સને જંપીને બેસવાનો વખત નજ આવ્યો. હિંદમાં કરેલાં એનાં કેટલાક કાર્યો ઉપર એના વિરોધીઓએ ઉશ્કેરાઇ જઇ એના ઉપર ભયંકર આરોપો મૂકયા; અને એને ઠેઠ પાર્લામેન્ટ સુધી એ આરોપોના બચાવ કરવા માટે ઘસડાવું પડયું. એના વિરોધીઓમાં ફિલિપ ફ્રાંસિસ મુખ્ય હતો. એના આરોપોની તપાસ ઉમરાવની સભામાં ચાલી. બર્ક, શેરિડન, અને ફોક્સ જેવા પ્રખર વક્તાઓ તેની વિરુદ્ધ છટાદાર ભાષણોમાં ચૈયતસિંગ, અયોધ્યાની બેગમો, અને નંદકુમારની ફાંસીની બાબતના મૂકાએલા આરોપોને એવા તો સ્પષ્ટ કરી સાબીત કરી દેતા હતા કે એ ઘડી હેસ્ટિંગ્સને પણ લાગી જતું કે હું ખરેખરો આરોપીજ છું. આ તપાસનું કામ વર્ષ દરમિયાન અમુક દિવસેજ ચાલતું હતું એટલે આખી તપાસ સાત લાંબાં વર્ષ સુધી ચાલી. આ કેસમાં પોતાના બચાવ માટે હેસ્ટિંગ્સને કાંકરાની માફક પૈસો વાપરવો પડયો; અને એથી એ પૈસે ટકે સાવ ઘસાઇ ગયો. પરંતુ સાત વર્ષની આખરે ઇ. સ. ૧૭૯૫માં હેસ્ટિંગ્સને નિર્દોષ

ઠેરવવામાં આવ્યો હતો. અને તે વખતે આખી અમીરની સભાએ ઉભા થઈ હેસ્ટિંગ્સને, એણે કરેલી કંપનીની અને ઈંગ્લાંડની સેવા બદલ, માન આપ્યું હતું. અલબત્ત, હેસ્ટિંગ્સે એક મનુષ્ય હોઈ ગુન્હા કર્યા હશે છતાં એ બધા ગુન્હાઓ એણે સ્વાર્થને ખાતર નહિ પરંતુ કંપનીની આબાદી ખાતર અને ઈંગ્લાંડની આબરૂ ખાતર કર્યા છે એવો એકજ બચાવ એના પક્ષમાં થઇ શકે તેમ છે. કંપનીના વહીવટદારોએ પણ છેવટે એની સેવાની કદર કરીને ઉદારતાથી એના ભરણપોષણનો સઘળો ખર્ચ ઉઠાવ્યો હતો. અને છેવટે એક પરોપકારી ગૃહસ્થ તરીકે પોતાનું જીવન ગુજારી હેસ્ટિંગ્સ પોતાની ૮૬ વર્ષની વયે મરણ પામ્યો હતો.

## હેસ્ટિન્ગ્સનું ચારિત્ર્ય

કંપનીમાં એક સાધારણ નોકર તરીકે દાખલ થઈ પોતાનીજ ચીવટથી અને ચતુરાઇથી હેસ્ટિંગ્સ દીપી નીકળ્યો હતો. કામ કરવામાં એ કદી થાકતોજ નહિ, કરેલ નિશ્ચયમાં અડગ રહેતો, સંકટને સમયે ધીરજ રાખી નિર્ભય રહેતો, અને રાજ્યનીતિમાં દીર્ઘદૃષ્ટિવાળો અને નિપૂણ હતો. જો કે કદી કદી એ સત્તાના મદમાં અને પોતાની કાર્ય-કુશળતામાં સંપૂર્ણ ભરોસો રાખવામાં બીજાઓ પ્રત્યે ઉદ્ધતાઇ કે તોછડાઇ ભરેલું વર્તન દાખવતો છતાં એનો સ્વભાવ એવો ન હતો. ધનલોભી જમાનાના પૈસાના પૂજારીઓથી ઘેરાયેલો હોવા છતાં હેસ્ટિંગ્સને એ જમાનાનો કે એ સ્વાર્થસાધુ માણસોનો જરાય ચેપ નહોતો લાગ્યો. પોતાની સેવામાં એ પહેલેથી તે છેલ્લે સુધી પ્રામાણિક રહીને લાંચ રૂશ્વતના પૈસાને એણે લાત મારી હતી. પોતાના ખાનગી જીવનમાં અમીરી ખવાસનો એ હેસ્ટિંગ્સ હમેશાં મનહર વર્તન અને રીતભાતથી બધાયના દિલને હરી લેતો હતો. આપણે ન ધારી શકીએ એટલો તો એ સખી દિલનો હતો.

લોર્ડ ક્લાઈવને હિન્દમાં અંગ્રેજી સત્તાનો સ્થાપનાર કહે છે; પણ જે સ્થિતિમાં કંપની સરકાર હેસ્ટિંગ્સના વખતમાં આવી પડી હતી તે

સ્થિતિ એવી તો બારીક અને કટોકટીની હતી કે હેસ્ટિંગ્સ જેવો બાહોશ કારોબારી તે વખતે ન હોત તો મરાઠા અને હૈદરના એકત્ર બળ આગળ કંપનીની સત્તા કદી ટકી શકત નહિ. લગભગ નિકંદન થઇ જતી અંગ્રેજ સત્તાનો પુનઃસ્થાપનાર હેસ્ટિંગ્સને કહીએ તો તે વાજબી કહેવાશે.

# પ્રકરણ–૩ જું
# કંપનીની સત્તાનું સંરક્ષણ અને મજબૂતી

## ૧

## લોર્ડ કૉર્નવૉલિસ; ૧૭૮૬ થી ૧૭૯૩

### લોર્ડ કૉર્નવૉલિસ ગવર્નર જનરલ તરીકે

લોર્ડ કૉર્નવૉલિસ આવતાં સુધી મિસ્ટર મેકફર્સને (પાછળથી થએલ સર જોન શોર) ગવર્નર જનરલનું કામ કીધું. એ કલકત્તાની રાજકારોબારી સભાનો વડો સભ્ય હતો; અને કંપનીના વહીવટથી પૂરો જાણકાર હતો. ઈંગ્લાંડમાં નવા ગવર્નરની નિમણુક માટે વાટાઘાટ ચાલતી હતી. હિંદુસ્તાનમાં અંગ્રેજ કંપની સાથે કોઈ પણ પ્રકારની લેવાદેવા ન ધરાવતો હોય એવા કોઈ રાજદ્વારી માણસની નિમણુક કરવાની અગત્યતા ઈંગ્લાંડની સરકારને જણાઇ. કારણકે કંપની સાથે સંબંધ ધરાવતા માણસની નિમણુક કરવામાં કંપનીના નોકરો એવા માણસને વખત આવ્યે ગાંઠે નહિ અને એથી એવો માણસ કટોકટીને પ્રસંગે કંપનીની સત્તાનું જોઇએ તેવું રક્ષણ ન કરી શકે. આ બધા વિચારોની ભાંજગડ

પછી ઈ. સ. ૧૭૮૬ માં ઇંગ્લાંડની સરકારે કંપનીની સાથે કશી પણ લાગવગ ન ધરાવનારા લોર્ડ કૉર્નવૉલિસને નવા ગવર્નર જનરલ તરીકે નીમી હિંદમાં મોકલ્યો. આ ગવર્નર જનરલને ઈ. સ. ૧૭૮૦ માં પસાર થયેલા હિંદુસ્તાનને લગતા પિટ્ના નવા ધારાની રૂએ ઇંગ્લાંડની સરકાર તરફથી નીમવામાં આવ્યો હતો.

## પિટ્નો નવો ધારો

હિન્દમાં કંપનીની રાજકીય સત્તા વધતી જતી હોવાથી કંપનીના બંધારણમાં વળી પાછા નવા ફેરફાર કરવાની જરૂર ઇંગ્લાંડની સરકારને જણાઈ તેથી ઇંગ્લાંડના વડા પ્રધાન પિટ્ટે ઇ. સ. ૧૭૮૪માં હિન્દનો રાજવહિવટ ચલાવવાનો એક નવો ધારાનો ખરડો રજુ કર્યો, અને તે ત્યાંની પાર્લમેન્ટમાં પસાર થયો. એ ધારા પ્રમાણે હિન્દુસ્તાન સાથેનો કંપનીના વેપારનો ઇજારો તો કાયમ રહ્યો પણ કંપનીની રાજકીય ઘણી ખરી સત્તા પ્રધાન મંડળે નીમેલી છ માણસની નિયામક સભાને સોંપવામાં આવી. એ છ માણસની નિયામક સભાના પ્રમુખને હિન્દ ખાતાનો પ્રધાન ઠરાવ્યો. અને એ પ્રમુખ ઇંગ્લાંડના પ્રધાન મંડળમાંનો કોઇ એક નીમાવો જોઇએ, એટલે કે કંપનીની સત્તા વાસ્તવિક રીતે ઇંગ્લાંડના પ્રધાનમંડળના હાથમાં આવી. વળી પાર્લમેન્ટની સંમતિ સિવાય કંપનીનો ગવર્નર જનરલ કોઇ પણ દેશી રાજા સાથે સંધિ કે વિગ્રહ કરી શકે નહિ. કલકત્તાની કારોબારી સભાના સભ્યો ચાર હતા તે ઘટાડીને ત્રણ કર્યા અને મદ્રાસ અને મુંબઇના ગવર્નરને પણ સલાહને માટે એવી કારોબારી સભાઓ નીમી આપી. એ ઉપરાંત ગવર્નર જનરલની અને બીજી ભારે જગ્યાએ ઉપરી અમલદાર ઇંગ્લાંડની સરકારે નીમવા એવું ઠર્યું. આ ધારા પ્રમાણેની વ્યવસ્થા ઇ. સ. ૧૮૫૮ સુધી રહી.

## લોર્ડ કૉર્નવૉલિસે દાખલ કરેલા સુધારા

લોર્ડ કૉર્નવૉલિસ હિન્દમાં આવ્યો ત્યારે એને ગવર્નર જનરલની સત્તા ઉપરાંત હિન્દના બ્રિટિશ લશ્કરના વડા સેનાધિપતિની કુલસત્તા

પણ સોંપવામાં આવી હતી. અને જરૂર પડે તો કારોબારી સભાના સભ્યોની બહુમતિને અવગણીને પણ કામ કરવાની ખાસ સત્તા આપવામાં આવી હતી. આ કૉર્નવૉલિસ ઈંગ્લાંડના પ્રધાનમંડળનો જાણીતો અને વિશ્વાસુ માણસ હતો. પોતાની કારકીર્દીના પહેલા ત્રણ વર્ષ દરમ્યાન એણે કંપનીની આંતરવ્યવસ્થાને લગતા સુધારા દાખલ કર્યા. કંપનીના અમલદારોને કાયમને માટે લાંચ અને બક્ષિસ લેતાં અટકાવવા માટે તેણે એક સનંદી મુલ્કી નોકરીની યોજના ઘડી અને નોકરોના પગારનો સારો આંકડો નિર્ણીત કર્યો. વળી ઈન્સાફની અદાલતોમાં એણે ચાલતા ધારાઓને લગતા સુધારાવધારા કર્યા. દિવાની અદાલતમાં હિન્દુ અને મુસલમાન કાયદા પ્રમાણે હિન્દુ શાસ્ત્રી અને મુસલમાન કાજીની મદદથી પ્રજાને અદલ ઈન્સાફ મળે એવી ગોઠવણ કરી. અને ફોજદારી અદાલતમાં મુસલમાની કાયદોજ ચાલતો હતો તેમાં પણ કેટલાક સુધારા એણે કર્યા. મોટાં મોટાં શહેરોમાં તો અંગ્રેજ ન્યાયાધીશો નીમી દિવાની અને ફોજ-દારી બંને કામ ચલાવવાનો તેમને અધિકાર આપ્યો. ન્યાય જલદી અપાય તે માટે ઢાકા, મુર્શિદાબાદ, કલકત્તા, અને પટણામાં ચાર મુખ્ય અદાલતો સ્થાપી હતી; અને પાંચમી એક વરિષ્ટ અદાલત કલકત્તામાં હતી. જમીનદારોના હાથમાં જે ફોજદારી સત્તા હતી તે લઈ લેવામાં આવી; અને ફક્ત મહેસુલ એકઠી કરવાનીજ સત્તા રહેવા દીધી.

કૉર્નવૉલિસના આ બધા સુધારાથી અંગ્રેજ અમલદારોને હિન્દમાં નોકરીથી ધન કમાવાના રસ્તા ખુલ્લા થયા. અને દેશીઓને ભાગે રાજની નાની નાની જગ્યાઓજ નોકરી માટે રહી.

## કાયમી જમાબંદીનો નવો કાયદો

મુગલબાદશાહ અકબરના વખતમાં રાજા ટોડરમલે જમીનની માપણી કરી અને જમીનનો કસ કાઢી મહેસુલનો ચોક્કસ આંકડો નક્કી કર્યો હતો; અને તે ઉઘરાવવાને જીલ્લાવાર દેશી અમલદારો નીમ્યા હતા. અમલદારો વંશપરંપરા મહેસુલ ઉઘરાવવાનું કામ કરતા હતા, અને

વખત જતાં તેમની સત્તા એટલી બધી વધી પડી કે તેઓ જમીનના માલીકજ હોય તેવા થઈ ગયા અને પોતાને જમીનદારો કે રાજા કહેવડાવવા લાગ્યા. વૉરન હેસ્ટિંગ્સના વખતમાં એ જમીનદારોનો જમીન ઉપરનો કાયમી હક્ક લઈ લેવામાં આવ્યો હતો; અને જમીન ઈજારે અપાતી તેમાં સૌથી વધારે પૈસા આપનારને અમુક વર્ષને પટે એ જમીન આપવામાં આવતી. પણ આ પદ્ધતિથી કંપનીને મહેસુલની રકમ ઓછી ઉપજતી; કારણકે ઇજારદારો જમીનની માલીકી નહિ ધરાવતા હોવાથી જમીનનો પાક વધારવા માટે કશોજ ખર્ચ કરતા નહિ; અને પાક ઓછો ઉતરે એટલે મહેસુલ પણ ઓછીજ ભરાય. આ પદ્ધતિથી જમીનનો કસ દિવસે દિવસે ઘટવા લાગ્યો અને ખેડુતોની સ્થિતિ પણ બગડતી ચાલી. લોર્ડ કૉર્નવૉલિસે આ સ્થિતિ સુધારવાને માટે કાયમી જમાબંદીની નવી પદ્ધતિ દાખલ કરી.

આ નવી જાથુ જમાબંધી પ્રમાણે કૉર્નવૉલીસે જુના જમીનદારોને એમની જુની જમીન પાછી સોંપી; અને સરકારને ભરવામાં આવતી જમીનની મ્હેસુલનો અમુક આંકડો કાયમને માટે નક્કી કર્યો. આ જાથુ જમાબંદીની રીત એણે પ્રથમ બંગાળા, બિહાર, અને ઓરિસામાં ઇ. ૧૭૯૩માં દાખલ કરી; અને બે વર્ષ પછી બનારસમાં પણ જાથુ જમાબંધી દાખલ કરી. આ પદ્ધતિ દાખલ કરવામાં કંપનીના વહીવટદારોની બહુ આનાકાની હતી. પણ તેમની સલાહની ઉપરવટ જઇને એણે આ નવી પદ્ધતિ દાખલ કરી હતી. પોતાની કારોબારી સભાના સભાસદ સર જોન શોરની મદદ આ કામમાં એને પૂરતી હતી. તેમજ ઈંગ્લાંડમાં પિટ્ટ, અને નવી નીમાયેલી કંપનીની નિયામક સભા પણ આ કાર્યમાં કૉર્નવૉલિસને મદદ કરી રહ્યાં હતાં.

**આ પદ્ધતિથી થતા લાભ**

આ જાથુ જમાબંદીથી લાભ એ થયા કે એક તો જમીનદારોએ જમીન કાયમને માટે પોતાની જાણી એ સુધારવાના પ્રયત્નો કર્યા. એથી જમીન સુધરી, અને જમીનનો કસ વધવાથી પાક પણ વધ્યો.

બીજો લાભ એ થયો કે આથી જમીનદારોનો એક સમૃદ્ધ અને સરકારને કાયમને માટે વફાદાર એવો વર્ગ ઉભો થયો. વળી દુષ્કાળને વખતે ખેડુતોનાં દુઃખો ઓછાં કરવાને માટે જે જવાબદારી ફક્ત સરકાર ઉપરજ રહેતી તેમાં જમીનદારો પણ રાજીખુશીથી જોડાય એવી સ્થિતિ ઉભી થઇ. અને સરકારને પણ મહેસુલ વધતી કે ઓછી આવી એ કડાકૂટ કાયમને માટે કમી થઇ.

## આ પદ્ધતિથી થતા ગેરલાભ

આ જાતુ જમાબંદીથી સરકારને પૈસાનું મોટું નુકશાન થયું છે. કારણકે જમીનની માપણી કે કિંમત આંકી જમાબંદીનો જાતુ દર નક્કી કર્યો હતો એટલે અત્યારે આગગાડી, નહેરો, વગેરે સાધનો તેમજ જમીન સુધરેલી હોવાથી કસ વધેલો હોઇ જમીનદારોને ઉપજ વધારે થાય તોય સરકાર એક પાઇ પણ ઠરાવેલા દર કરતાં વધારે માગી શકે નહિ. વળી જમીનદારોને ખેડુત ઉપર જુલમ કરતા અટકાવી શકાય એવી યોજના આ પદ્ધતિમાં નહોતી. એટલે કામ કરીને તૂટી મરતા ખેડુતોના સુખનો બધો આધાર જમીનદારોની દયા ઉપર રહ્યો. કોઇ જમીનદાર ખેડુતોને ત્રાસ આપે તોય તે બિચારાને મુંગે મોઢે સહન કર્યેજ છૂટકો થતો.

## ત્રીજો મ્હૈસૂર વિગ્રહ

ઇ. સ. ૧૭૮૦ માં થએલ માંગલોરની સંધિ પછી મ્હૈસૂરના ટીપુ સુલતાને દક્ષિણમાં પોતાની સત્તા સર્વોપરી કરવાને માટે પ્રયત્ન આદર્યો. ટીપુને દક્ષિણમાં મરાઠા, નિઝામ, અને અંગ્રેજો એમ ત્રણ શત્રુઓ હતા. એ ત્રણે સત્તા નાબુદ થાય તોજ ટીપુ દક્ષિણ હિન્દમાં સર્વોપરી થઈ શકે એમ હતો. પોતાની આ મહેચ્છાનું સ્વપ્ન ખરૂં કરવાને માટે એણે ફ્રેન્ચોની મદદ માગી. ફ્રેન્ચોને સાધ્યા પછી તરતજ ટીપુ અંગ્રેજોના મિત્ર ત્રાવણકોરના રાજા ઉપર ચઢાઈ લઇ ગયો. અંગ્રેજો પોતાના મિત્રનું રક્ષણ કરવાને બંધાયેલા હતા. એથી પિટ્ના નવા ધારા

પ્રમાણે દેશી રાજાઓ સાથે લડવા બાબતમાં ઇંગ્લાંડની નિયામક સભાની સંમતિ મંગાવવામાં વખત ગુમાવવાને બદલે લોર્ડ કૉર્નવૉલિસે પોતાની જોખમદારી ઉપર મિત્રને બચાવવા માટે ટીપુ સામે વિગ્રહ આરંભવાનો નિશ્ચય કર્યો. અને એ માટે સંકટ સમયે અરસપરસ મદદ કરવી અને જે પ્રદેશ જીતવામાં આવે તે ત્રણેએ વહેંચી લેવો એવી શરતે નિઝામ અને મરાઠા સાથે કૉર્નવૉલિસે સલાહ કરી. આ સલાહથી ટીપુની સામે ત્રણ સત્તા ઉભી થઈ. આ વિગ્રહમાં લોર્ડ કૉર્નવૉલિસ જાતે ભાગ લેવા મદ્રાસ ગયો. અને ટીપુ જાણે તે પહેલાં તો મ્હેસૂર પર પોતે ચઢયો; અને બેંગલોર જીતી શ્રીરંગપટ્ટણ તરફ ગયો. અંગ્રેજોની મદદે મરાઠાઓ ને નિઝામ પણ આવી પ્હોંચ્યા એટલે કૉર્નવૉલિસે શ્રીરંગપટ્ટણને ઘેરો ઘાલ્યો. સર્વોપરી થવાની લાલચે લડાઈ કરવા જતા રાજ્ય ખોઇ બેસવાની ધાસ્તીથી ટીપુ તાબે થયો, અને સંધિ કરી ઇ. સ. ૧૭૯૩. હારેલા ટીપુને એનો ગર્વ ખંડિત થાય એટલી આકરી શરતો કરવી પડી. એ સંધિ પ્રમાણે એવું ઠર્યું કે ટીપુએ પોતાના રાજ્યનો અર્ધો મુલક આપવો અને લડાઈના ખર્ચ પેટે ત્રણ કરોડ રૂપીઆ આપવા અને અંગ્રેજ કેદીને છૂટા કરવા. ઉપરાંત સંધિની શરતો બરાબર પાળવામાં આવે ત્યાં સુધી બાંહેધરીમાં તેના બે છોકરા અંગ્રેજને સોંપવા. આ સંધિને શ્રીરંગપટ્ટણની સંધિ કહે છે. આ સંધિથી મલબાર, કુર્ગ, અને સાલેમ જીલ્લાનો થોડોક ભાગ અંગ્રેજોને મળ્યો. અંગ્રેજોને મળેલા આ ત્રણે ભાગોએ ઉપજમાં ૪૦ લાખનો વધારો કર્યો.

## બીજા બનાવો

ઇ. સ. ૧૭૯૩માં ફ્રાન્સ અને ઇંગ્લાંડ વચ્ચે મહાન ફ્રેંચ વિપ્લવ પછી લડાઈ શરૂ થઈ. એના પરિણામે હિન્દુસ્તાનમાં પોન્ડીચેરી અને બીજાં ફ્રેન્ચ સંસ્થાનો અંગ્રેજોએ જીતી લીધાં. તેજ સાલમાં (૧૭૯૩) કંપનીના પટાની મુદત પૂરી થવાથી બીજા વીસ વરસની મુદતનો વધારો કરી નવો પટો કરી આપવામાં આવ્યો; અને તેમાં આ વખતે બીજા અંગ્રેજ વેપારીઓને હિંન્દમાં વેપાર કરવાની પરવાનગી આપવામાં આવી.

અને એજ અરસામાં ઉત્તર હિન્દમાં હોલ્કર અને સિંધિયા વચ્ચે ખટરાગ ચાલ્યા કરતો હતો. ઇ. સ. ૧૭૯૩માં લોર્ડ કૉર્નવૉલિસ પોતાની ઉજ્જ્વળ કારકીર્દીથી દેશીઓનું માન ખાટીને હિન્દ છોડી વિલાયત ગયો.

## ૨

## સર જૉન શોર

લોર્ડ કૉર્નવૉલિસ પછી કલકત્તાની કારોબારી સભાનો વડો સભ્ય અને કાયમી જમાબંદી દાખલ કરવામાં કૉર્નવૉલિસને પડખે રહી મદદ કરનાર સર જૉન શોર કંપનીનો ગવર્નર જનરલ નીમાયો. સર જૉન શોર કંપનીના વહીવટનો જાણકર અને અનુભવી હતો. પિટ્ટના કાયદા પ્રમાણે વર્તવાની હોંશ સર જૉન શોરના શાંતિપ્રિય સ્વભાવને બહુ અનુકૂળ પડી.

### નિઝામ અંગ્રેજોથી નાખુશ થાય છે

સર જૉન શોરના વખતમાં ઇ. સ. ૧૭૯૫માં મરાઠા અને નિઝામ વચ્ચે લડાઇ જાગી. નાના ફડનવીસની નિપૂણ રાજનીતિના બળે તમામ મરાઠા સરદારો એકત્ર થઈ નિઝામ સામે ઉલટયા હતા. મરાઠાઓની પ્રબળ સત્તાની સામે બચવા માટે નિઝામે અંગ્રેજોની મદદ માંગી પણ સર જૉન શોરે પિટ્ટના કાયદાથી બંધાએલી નવી નીતિને વળગી રહી એ લડાઈમાં માથું મારવાની ચોખ્ખી ના પાડી. વળી ત્રીજા મ્હૈસૂર વિગ્રહ વખતે ટીપુ સામે થવામાં મરાઠા અને નિઝામ બન્ને અંગ્રેજોના મિત્ર તરીકે વર્ત્યા હતા. એથી કરીને બેમાંથી એકેયને મદદ નજ આપી શકાય એવું પણ સર જૉન શોરને જણાયું. અંગ્રેજોની મદદ વિના નિઝામ એકલો મરાઠાઓ સામે ટક્કર ઝીલી શકયો નહિ. અને ખરડા મુકામે નિઝામની સજ્જડ હાર થઇ અને પોતાના રાજ્યનો કેટલોક મુલક મરાઠાઓને આપી દઇ નિઝામને એમની જોડે સંધિ કરવી પડી. અંગ્રેજો તરફથી મદદ ન મળવાથી નિઝામને અંગ્રેજો ઉપર ધોખો થયો અને પોતાના રક્ષણ માટે પોતે રાખેલા અંગ્રેજ લશ્કરને કાઢી મૂકી એની જગ્યાએ નિઝામે ફ્રેંચ લોકોને નોકરીમાં રાખ્યા.

## સર જૉન શોર અયોધ્યાની વ્યવસ્થા કરે છે

ઈ. સ. ૧૭૯૭માં અયોધ્યાનો નવાબ વઝીર અસફઉદ્દૌલા મરણ પામ્યો. એના વખતમાં અયોધ્યામાં પુષ્કળ અરાજકતા ચાલી રહી હતી. મૂળ સ્વભાવે નબળો હોવાથી અને એની તીજોરીમાં નાણું બીલકુલ નહિ હોવાથી લશ્કર ઉપર એનો કાબુ બહુ ઢીલો હતો. પોતાના હાથમાં રાજ્ય રાખી શક્યો એ પણ અંગ્રેજોની કાયમી મદદનેજ આભારી હતું. એના મૃત્યુ પછી સર જૉન શોરે વજીરઅલીને નવા નવાબ તરીકે સ્વીકાર્યો. પણ પાછળથી તપાસ કરતાં માલુમ પડયું કે એ રાજ્યનો ખરો હકદાર નહોતો; તેથી સર જૉન શોરે જાતે લખનૌ જઈ એ બિન-હકદાર વારસને પદભ્રષ્ટ કરી મર્હુમ નવાબના ભાઇ સાદતઅલીને ગાદીએ બેસાડયો; અને વજીરઅલીને વર્ષાસન બાંધી આપી કાશીમાં રાખ્યો. આ પ્રમાણે અયોધ્યાના રાજ્યની વ્યવસ્થા કરી સર જૉન શોર ઇ. સ. ૧૭૯૮માં ઇંગ્લાંડ ગયો.

## સર જૉન શોરની રાજનીતિનું પરિણામ

પોતાના શાંતિપ્રિય સ્વભાવને લઇને અને પિટ્ટના નવા ધારાની રૂએ દેશી રાજાઓના કજીયામાં માથું નહિ મારવાની અખત્યાર કરેલી રાજનીતિથી સર જૉન શોરે કંપનીની સત્તાના તેજને ઝાંખું પાડયું હતું. નિઝામ તો ખરડાની હાર પછી અંગ્રેજોના દુશ્મન જેવો થઈ પડયો. મરેઠાઓ અને ટીપુ સર જૉન શોરની આ રાજનીતિથી વધારે નિરંકુશ બન્યા; કારણ અંગ્રેજ સત્તાનો જે ભય તેમને લાગતો હતો તે ભય આ નવી રાજનીતિથી લગભગ નહિ જેવોજ થઇ ગયો. દેશી રાજ્યોમાં તો એમજ મનાવા લાગ્યું કે અંગ્રેજ સત્તાનું જોર નબળું પડવા લાગ્યું છે. ટીપુ સુલતાને તો સર જૉન શોરની આ નબળાઇ જાણી લીધા પછી ફ્રેન્ચ અને અફઘાનો સાથે હિંદમાંથી અંગ્રેજોનું નામનિશાન નાબુદ કરવાને ખાનગી મસલતો ચલાવવા માંડી. ટીપુના એ પ્રયત્નોથી અફઘાનિસ્તાનનો અમીર ઝમાન શાહ અંગ્રેજો વિરુદ્ધ ટીપુને મદદ દેવાને હિંદમાં

લશ્કર લઇ દાખલ થયો; અને લાહોરનો કબજો પણ લીધો. પણ એવામાં એના રાજ્યપર ઇરાનીઓ ચઢી આવવાના ખબર મળ્યાથી એને પાછું જવું પડયું. એથી ટીપુ સુલતાન અંગ્રેજો વિરુદ્ધ કશું કરી શકયો નહિ એ ખરી વાત પણ સર જૉન શોરની રાજનીતિથી અંગ્રેજ સત્તાનો ભય લગભગ નાબુદ થઈ ગયો.

# પ્રકરણ ૪ થું

## કંપનીની સત્તામાં વધારો

### માર્કિવસ વેલેસ્લી; ઈ. સ. ૧૭૯૮ થી ઈ. સ. ૧૮૦૫

પિટ્ટનાધારાની રૂએ દેશીરાજ્યોના કજીઆમાં કંપનીએ માથું નહિ મારવું એવી રાજ્યનીતિ સર જૉન શોરે પોતાની કારકીર્દીમાં અખત્યાર કરી હતી; પણ એથી દેશીરાજ્યોમાં કંપનીનો જે વકકર પડતો હતો તે પડતો બંધ થવા લાગ્યો હતો. એ નવી રાજ્યનીતિ વ્યવહારમાં મૂકવા જતાં ખોટનોજ સોદો હતો એવી ખાત્રી કંપનીને સર જૉન શોરના વખતમાંજ પડી ગઇ હતી. એથી એ નબળી રાજ્યનીતિને પડતી મૂકાય તોજ કંપનીની સત્તાનું દેવાળું ફૂંકાતું બચી જાય એમ હતું. તેથી કંપનીના વહીવટદારોએ સર જૉન શોરની પછી એની જગ્યાએ એવા માણસને નીમ્યો કે જેણે હિંદમાં કંપનીની સત્તાને સર્વોપરી બનાવવાની તનતોડ મહેનત કરી હતી. એ નવો નીમાએલો ગવર્નર જનરલ માર્કિવસ વેલેસ્લી હતો. હિન્દમાં આવ્યો ત્યારે એની ઉમર ૩૭ વરસની હતી. આ પહેલાં એણે કંપનીની નિયામક સભાના સભ્ય તરીકે ચાર વર્ષ સુધી કામ કર્યું હતું; એટલે કંપનીના હિંદી વહીવટથી એ ઘણો જાણીતો

થઈ ગયો હતો. વળી એ પોતે ઈંગ્લાંડના વડા પ્રધાન પિટ્ટની બાહોશ રજનીતિનો પણ માહિતગાર હતો. ઉપરાંત હિંદમાં એનો પોતાનોજ નાનો ભાઇ આર્થર વેલેસ્લી (પાછળથી વીર નેપોલિયનને હરાવનાર ડ્યૂક ઑફ વેલિંગ્ટન) મદ્રાસમાં કંપનીના લશ્કરમાં હતો.

**સાહાય્યકારક યોજના**

વેલેસ્લીએ હિંદમાં પગ મૂકયો તે અગાઉજ પોતાની નવી રાજનીતિ વિષે મક્કમ વિચાર કરી રાખ્યો હતો. સર જૉન શોરની નબળી રાજનીતિ કંપનીના ગેરલાભમાં કેટલી હતી એની આંકણી એણે ઈંગ્લાંડમાંજ કરી રાખી હતી. હિન્દમાં સર જૉન શોરની તટસ્થ રહેવાની રાજનીતિ કંપનીની સત્તાનો પાયો નબળો પાડી દેશે એમ અગાઉથી ધારીને એણે આવતાં વેંતજ પોતાની નવી ઘડી રાખેલી સાહાય્યકારક યોજનાથી કામ લેવાનું શરૂ કર્યું. ઇંગ્લાંડમાં વડો પ્રધાન પિટ્ટ પણ એજ વખતે આવી સાહાય્યકારક યોજના ઘડી કાઢીને સારા યૂરોપને ધ્રુજાવનાર વીર નેપોલિયનથી ઇંગ્લાંડનો બચાવ કરી રહ્યો હતો. એ યોજનાથી પિટ્ટ યૂરોપના બીજાં રાજ્યોને ઈંગ્લાંડની તીજોરીમાંથી પૈસા આપી નેપોલિયન સામે લડવાને ઉભાં રાખતો. ઈંગ્લાંડના પૈસા અને બીજાં રાજ્યોનાં લશ્કર એમ ઘડ બેસાડી પિટ્ટ નેપોલિયનને હંફાવી રહ્યો હતો. એજ પ્રમાણે વેલેસ્લીએ પણ એવીજ કોઈ યોજના, દેશીરાજ્યોને હેઠાં પાડવાની અને કંપનીની સત્તા સર્વોપરી કરવાની, ઘડી કાઢી હતી. એની સાહાય્યકારક યોજનામાં કંપનીને પોતાની તિજોરીમાંથી એક પાઈ પણ કોઇ દેશીરાજાને આપવાની ના હતી. એની સાહાય્યકારક યોજના આ પ્રમાણે હતી:-જે દેશીરાજા આ યોજનામાં જોડાય તેને કંપનીનું ઉપરીપણું સ્વીકારવું પડતું હતું. તેમાં મુખ્ય વાત એ હતી કે કંપની આ યોજનામાં દાખલ થનાર દેશીરાજાનું રક્ષણ કરવા બંધાતી. તેના બદલામાં દેશીરાજાએ કંપનીની સંમતિ વિના કોઇ સાથે સંધિ કરવી કે વિગ્રહ કરવો નહિ; વળી તેણે પોતાના રાજ્યમાં ફ્રેંચોને નોકર રાખવા નહિ. એ ઉપરાંત એ રાજાએ પોતાના રક્ષણ માટે એક અંગ્રેજી લશ્કર

રાખવું; અને એ લશ્કરના ખર્ચપેટે તેટલી ઉપજનો મુલક અંગ્રેજને સોંપવો. આ યોજના સાહાય્યકારક યોજનાને નામે પ્રસિદ્ધ થઇ. આ યોજનામાં પ્રથમ હૈદરાબાદનો નિઝામ જોડાયો; અને પોતાની નોકરીમાંથી ફ્રેંચ લશ્કરને રજા આપી છ હજાર અંગ્રેજ સિપાઇઓનું લશ્કર પોતાના રાજ્યમાં રાખવાનું કબુલ કર્યું. મરાઠાઓથી અને ટીપુ સુલતાનથી ડરીને નિઝામે આ યોજના સ્વીકારી હતી. લોર્ડ વેલેસ્લીએ ટીપુને પણ આ યોજનામાં ભળવાનું લખ્યું; પણ એ યોજનામાં ભળવાની પોતાને હિણપદ લાગવાથી તેણે તો ચોખ્ખી નાજ પાડી દીધી.

### ચોથો મ્હૈસૂર વિગ્રહ

જ્યારે વેલેસ્લી પોતાની સાહાય્યકારક યોજનાની જાળમાં દેશી-રાજાઓને સપડાવવાની યોજના કરતો હતો અને જ્યારે એણે ટીપુને પણ એ જાળમાં સપડાવવા પોતાના એક એલચીને મોકલ્યો ત્યારે ટીપુ અંગ્રેજોને હિંદમાંથી હાંકી મૂકવા ગુપ્ત પ્રયત્નો કર્યા કરતો હતો. મોરીશિયસના ફ્રેંચ ગવર્નરને પોતાની મદદે તેડાવવા એણે લખ્યું હતું. વળી નેપોલિયન બોનાપાર્ટ પણ ઇજીપ્ત સુધી આવેલો છે એ વાતની ખબર પડતાં વેલેસ્લીને જણાયું કે ટીપુ સાથે લડાઈ કર્યા વગર છૂટકો નથી. એ ઉપરથી વેલેસ્લી જાતે એક મોટું લશ્કર લઈ મદ્રાસ આવ્યો અને લોર્ડ હેરિસને સેનાનાયક નીમી અઢાર હજાર માણસનું લશ્કર આપી ટીપુ સામે મોકલ્યો. રસ્તામાં નિઝામ તરફથી પણ સોળ હજાર માણસની મદદ મળી. બીજું એક લશ્કર વેલેસ્લીના હુકમથી મુંબઇથી પણ જનરલ સ્ટુઅર્ટની સરદારી નીચે ટીપુ સામે આવવા છૂટયું હતું. અંગ્રેજ સૈન્યની આ બધી હીલચાલની ટીપુને જાણ થતાં પ્રથમ તે મુંબઇથી આવતા લશ્કરની સામે ગયો પણ તે સીદાસીર આગળ હાર્યો. ત્યાંથી પાછો ફરી ટીપુ મદ્રાસથી આવતા લશ્કર તરફ ધસ્યો પણ કમનસીબે ત્યાં પણ મેલવેલી મુકામ આગળ તેની હાર થઇ. પછી તો ગભરાઇને ટીપુ શ્રીરંગપટ્ટણમાં ભરાઇ ગયો. અંગ્રેજ લશ્કરે શ્રીરંગપટ્ટણને ઘેરો ઘાલ્યો. હવે તો ટીપુ ભરી મુંઝવણમાં

આવી પડયો. જ્યારે શું કરવું તે એને સુઝ્યું નહિ ત્યારે મરણીઓ થઈ દુશ્મન સામે લડવાનો નિશ્ચય કરી તે બહાર નીકળ્યો. તેનું લશ્કર બહુ બહાદુરીથી લડ્યું. ટીપુ પોતે પણ લડતાં લડતાં વીરગતિને પામ્યો. આ પ્રમાણે ટીપુના મરવાથી હૈદરે સ્થાપેલા રાજ્યનો અંત આવ્યો. ટીપુના બન્ને છોકરાઓને વર્ષાસન બાંધી આપ્યાં અને મ્હૈસૂરમાં જૂના હિંદુ રાજાના ખરા વારસને ગાદીએ બેસાડવામાં આવ્યો, ઇ. સ. ૧૭૯૯. આ પ્રમાણે જે રાજ્યને વેલેસ્લી પોતાની નવી યોજના નીચે લાવવા ધારતો હતો તેજ રાજ્યનો એણે જોતજોતામાં અંત આણ્યો. જૂના હિંદુરાજાના વારસને ગાદીએ બેસાડી તેની પાસે સાહાય્યકારી યોજના સ્વીકારાવી હતી; અને એ રાજ્યનો કેટલોક મુલક કંપનીએ ખાલસા કર્યો અને બાકીનો ભાગજ એ હિંદુરાજાને સોંપવામાં આવ્યો હતો.

એ નવો રાજા સગીર હોવાથી પૂર્ણીઆ નામનો પ્રધાન મ્હૈસૂરનો રાજ્યકારભાર ચલાવતો હતો; પણ રાજા પાછળથી કુછંદી નીવડયો અને રૈયતપર જુલમ ગુજારવા લાગ્યો, તેથી તેને ઈ. સ. ૧૮૩૧માં પદભ્રષ્ટ કરી વર્ષાસન બાંધી આપવામાં આવ્યું હતું. અને ત્યારપછી અંગ્રેજ સરકારે પદભ્રષ્ટ થએલા રાજાના દત્તકપુત્ર ચામરાજેન્દ્રને રાજ્ય સોંપ્યું હતું.

વેલેસ્લીની આ જીતની છાપ ઈંગ્લાંડમાં ભારે પડી. ટીપુની સત્તાના નાશથી નેપોલિયનની કેટલીક યોજનાને પણ જબરો ધકકો પહોંચ્યો હતો. આ જીતથીજ હર્ષમાં આવી જઇ ઈંગ્લાંડની સરકારે વેલેસ્લીને માર્કિવસનો ખિતાબ આપ્યો હતો. અને કંપનીએ પણ વીશ વરસ સુધી ૫૦૦૦ પાઉન્ડનું વર્ષાસન બાંધી આપ્યું હતું.

## કર્ણાટક અને તંજાવર ખાલસા કરે છે

કર્ણાટકના નવાબ મહમદઅલીના મરણ પછી તેનો પુત્ર ઉમદત–ઉલ–ઉમરા નવાબ થયો; ઈ. સ. ૧૭૯૫. એ નવો નવાબ ટીપુ સુલતાન સાથે મૈત્રી રાખી અંગ્રેજો વિરુદ્ધ ગુપ્ત ખટપટ કર્યા કરતો હતો એવું

માલુમ પડવાથી વેલેસ્લીએ એને પદભ્રષ્ટ કરવાનો નિશ્ચય કર્યો; પણ એવામાં એ નવાબ ૧૮૦૧માં મરણ પામ્યો. એની પછી એના પુત્રને વર્ષાસન લઇને રાજ્ય છોડી દેવા વેલેસ્લીએ સમજાવ્યો પણ તેણે તે માન્યું નહિ. આખરે તેના એક ભત્રીજાએ વચમાં પડી તે સરત કબુલ કરાવી; અને કર્ણાટક કંપનીએ ખાલસા કર્યું. તંજાવરની ગાદીની પણ એવી વ્યવસ્થા કરવામાં આવી. આ રીતે તમામ દક્ષિણ હિંદ કંપનીની સત્તા નીચે આવ્યું.

## અયોધ્યાના નવાબ સાથે નવો કરાર

વેલેસ્લીના વખતમાં અફઘાન સરદાર ઝમાનશાહના હુમલાની બહુ બ્હીક લાગ્યા કરતી હતી. અને જો ઝમાનશાહ હિંદમાં આવે તો હિંદમાં સ્થપાએલી કંપનીની સત્તા જોખમમાં આવી પડે એવો ડર પણ રહેતો હતો. અયોધ્યાના નવાબનું લશ્કર છેક નિર્માલ્ય હતું. તેથી વેલેસ્લીએ તેને સમજાવ્યો કે તું તારા લશ્કરને રજા આપ અને અમારા લશ્કરની સંખ્યા વધાર, જેથી તારા રાજ્યનું ઝમાનશાહના હુમલાથી વિશેષ રક્ષણ થઇ શકે. પણ નવાબ ચેતી ગયો હતો કે એમ કહેવામાં વેલેસ્લીનો ઉદ્દેશ પોતાની સત્તા નબળી પાડી અંગ્રેજ સત્તાને વધારવાનો હતો. અને તેથી પોતે છેક અંગ્રેજનો સત્તા નીચે આવી જશે એવા વિચારથીજ એણે વેલેસ્લીની એ સલાહને માન્ય રાખવા આનાકાની કીધી. પણ વેલેસ્લીએ નવાબને એવો દમ ભીડાવ્યો કે જો અમારું કહ્યું નહિ કરો તો આખું રાજ્ય કંપનીની સત્તા નીચે લાવી દેવામાં આવશે. આથી ગભરાઈ જઇને અને પોતાને બીજો રસ્તો નહિ સૂજવાથી નવાબે ઇ. સ. ૧૮૦૧માં લખનૌ આગળ નવા કરાર કર્યા અને તેની રૂએ કંપનીને દોઆબ તથા રોહિલખંડ નવાબ પાસેથી મળ્યા.

## બીજો મરાઠી વિગ્રહ

જશવંતરાવ હોલ્કરે સિંધિયાને અને બાજીરાવને હરાવી પૂના કબજે કીધું. ત્યાંથી બાજીરાવ નાસી વસાઈ ગયો; અને પોતાની ગાદી

પાછી મેળવવા અંગ્રેજો સાથે કરાર કર્યા તથા ભોંસલે ને સિંધિયા જોડે વેલેસ્લી કેટલીક લડાઇઓ લડયો તેને લગતી સવિસ્તર હકીકત માટે જુઓ ભાગ ત્રીજો.

## વેલેસ્લીની કારકીર્દી

કંપનીની સત્તાને હિંદમાં સર્વોપરી બનાવવી એવા ઈરાદા સાથેજ એણે હિંદમાં પગ મૂકયો હતો. તેથી પોતાની નવી સાહાય્યકારી યોજના અમલમાં મૂકી દેશી રાજાઓના કજીઆમાં માથું મારીને એણે પિટ્ટના કાયદાને નેવે મૂકયો. એ નવી પદ્ધતિથી એ એક પછી એક દેશી રાજાઓને કંપનીના શરણુ નીચે લાવતો ગયો જે રાજાઓએ એની નવી યોજનાને અધીન થઈ કંપનીનું શરણુ ન સ્વીકાર્યું તેમની સાથે લડાઇ કરી, તેમને હરાવી, તેમ કરવાની ફરજ પાડી. વેલેસ્લીએ પોતાની હિંદની કારકીર્દી લડાઇમાં અને રાજ્યખટપટમાંજ ગાળી હતી. શરૂઆતમાં તો એની નવી રાજ્યનીતિ ઇંગ્લાંડમાં બધાને બહુ ભાવી ગઇ હતી. પરંતુ પાછળથી જ્યારે વેલેસ્લીએ મરાહાઓની રાજ્યખટપટમાં ઝુકાવ્યું અને ખરચ બેહદ વધી ગયો ત્યારે કંપનીના વ્યવસ્થાપકોને એની રાજ્યનીતિ નાપસંદ પડવા લાગી અને તેથી ઈ. સ. ૧૮૦૫માં વેલેસ્લીને હિન્દ છોડી ઇંગ્લાંડ જવાનું થયું. પોતાની કારકીર્દી દરમ્યાન એણે કંપનીના નોકરોને રાજ્યકાર્યમાં વધારે કુશળ કરવા અને દેશી ભાષાનું અને કાયદાનું શિક્ષણ આપવા કલકત્તામાં એક પાઠશાળા સ્થાપી હતી. દેશીઓને પણ એના વખતમાં લાયકી પ્રમાણે સરકારી જગ્યાઓ આપવામાં આવતી હતી.

એના વખતમાં કંપનીના રાજ્યનો વધારો સારી રીતે થયો હતો. દક્ષિણે કોમોરિન ભૂશિરથી ઉત્તરે કૃષ્ણા અને ગોદાવરી સુધી અને પશ્ચિમે મલબાર કિનારાથી પૂર્વે કોરોમાંડલ કિનારા સુધી કંપનીની સત્તા એણે વધારી મૂકી હતી. ઉત્તર હિન્દમાં પણ અયોધ્યાના નવાબ પાસેથી દોઆબ અને રોહિલખંડ પડાવ્યા હતા. આ ઉપરાંત નિઝામ, પેશ્વા, ભોંસલે, સિંધિયા, અને ગાયકવાડ જેવી સત્તાઓએ પણ કંપનીનું ઉપરીપણું વેલેસ્લીની સાહાય્યકારી યોજનામાં જોડાઇ સ્વીકાર્યું હતું.

# પ્રકરણ–૫ મું

# અંગ્રેજી સત્તાનો વધારો (ચાલુ)

## ૧

## લૉર્ડ કૉર્નવૉલિસ

લૉર્ડ વેલેસ્લિની દેશી રાજ્યોમાં હાથ ઘાલવાની ખટપટ ભરેલી રાજનીતિથી અંગ્રેજી સત્તાનો દોર તો હિંદમાં જામવા લાગ્યો; પરંતુ એથી કંપનીનો વેપાર મોળો પડવા લાગ્યો અને પરિણામે કંપનીના ભાગીદારોને આર્થિક ગેરલાભ થતો ચાલ્યો. કંપનીના ભાગીદારોને સ્વપ્નેય ખ્યાલ નહોતો બંધાઇ શકતો કે એક દિવસે કંપનીની રાજકીય સત્તા સારા હિંદ ઉપર જામશે. એથી તેઓ તો કંપનીનો વેપાર કેમ વધે અને પોતાને ઝાઝા પૈસા કેમ મળે એનીજ ત્રેવડમાં રહેતા હતા. આથી જ્યારે લૉર્ડ વેલેસ્લીની રાજનીતિ એમના હિસાબે ઉતરતી અને પોતાને નુકશાનકારી જણાઇ ત્યારે તેમણે લૉર્ડ કોર્નવોલિસને ફરી હિંદમાં જઇ કંપનીના વેપારને સુરક્ષિત અને વિકસિત કરવાને મોકલ્યો. આ વખતે કૉર્નવૉલિસને ચોખ્ખે ચોખ્ખું કહીનેજ મોકલવામાં આવ્યો હતો કે તમારે દેશી રાજ્યોના વિગ્રહમાં મુદ્દલે પડવું નહિ. પરંતુ કંપનીની રાજકીય સત્તા જે હોય તેનો બંદોબસ્ત કરવો અને વેપારનીજ ખીલવણી કરી પૈસા કમાવા માટે રસ્તા મોકળા કરવા. આ ફરમાનને વધાવી લઈ લૉર્ડ કૉર્નવૉલિસ ઈ. સ. ૧૮૦૫ ના જુલાઇની આખર તારીખે હિંદમાં આવ્યો. આ વખતે એની ઉમર ૬૭ વર્ષની હતી. તબિયત પણ જેવી જોઇએ તેવી રહેતી નહોતી; છતાં હિંદમાં પગ મૂકવાની સાથેજ તેણે પોતાને દાખલ કરવાની નવી રાજનીતિ સંબંધી ખુલાસાવાર પત્રવ્યવહાર શરૂ કરી દીધો હતો. એની નવી રાજનીતિ અમલમાં મૂકાય એ જોવાને સૌથી વધારે રાજી એનો મદદનીશ અને કલકત્તાની સભાનો વડો સભ્ય સર જિયોર્જ બાર્લો હતો. પરંતુ ઇશ્વિરે જુદુંજ નિર્માણ કરવા ધાર્યું હશે

તેથી કહો કે પછી કૉર્નવૉલિસની પાકટ ઉંમર અને નાદુરસ્ત તબિયતને લઇ કહો પણ એજ સાલમાં એટલે ઈ. સ. ૧૮૦૫ના ઓક્ટોબરની તારીખ પાંચમીએ લૉર્ડ કૉર્નવૉલિસે ગાઝીપુર મુકામે પોતાનાં આદર્યાં અધૂરાં મૂકી પ્રાણ છોડયા.

## સર જિયોર્જ બાર્લો

લૉર્ડ કૉર્નવૉલિસના અચાનક મૃત્યુથી ખાલી પડેલી જગ્યાએ બીજો ગવર્નર જનરલ ઇગ્લાંડથી નીમાઇ ન આવે ત્યાં સુધી સર જિયોર્જ બાર્લોએ ગવર્નર જનરલ તરીકે કાર્ય કર્યું; બાર્લો બધી રીતે કૉર્નવૉલિસના મતનોજ હતો; અને હિંદમાં કંપનીને દેશી રાજાઓ જોડે વિગ્રહોમાં ઉતરવું ન પડે એમાંજ લાભ છે એમ માનનારો હતો. છતાં જ્યારે કંપનીના વહીવટદારોએ સર જિયોર્જ બાર્લોને વસઇના કોલકરાર રદ કરવાનું અને પેશ્વાને અંગ્રેજકંપનીના દબાણમાંથી સ્વતંત્ર કરવાનું કહેવડાવ્યું ત્યારે વહીવટદારોનું એ ડહાપણ બાર્લોને રુચ્યું નહિ. બંધાયલા પેશ્વાને છૂટો મૂકવો અને એમ કરી આખી મરાઠી સત્તાને અંગ્રેજ કંપની વિરુદ્ધ પોતાનું ધાર્યું કરવાની છૂટ આપવી એ વાત એને મન તો પોતાનેજ હાથે પોતાનો કુહાડો પોતાના પગમાં મારવા બરોબર લાગી. એ ચોકક્સ માનતો હતો કે મરાઠાઓને મન ધાર્યું કરવા દેવામાં આવે તો તેઓ વખત આવ્યે કંપનીની સત્તાનેજ હાની પહોંચાડે અને એમ થાય તો વસઇના કોલકરાર રદ કરવા એટલે અંગ્રેજી સત્તાની ઘોર ખોદવા બરોબરજ થાય. આથી બાર્લોએ કંપનીના વહીવટદારોનો અણગમો વહોરી લઇને પણ એ પ્રમાણે વસઇના કોલકરાર રદ કરવાનું નાકબુલ કર્યું વળી એણે નિઝામના રાજ્યમાંથી પણ કંપનીના કાબુને ખસેડી લેવાની ચોખ્ખી ના પાડી. આ ઉપરથી જોઇ શકાશે કે બાર્લો હિન્દમાં શાન્તિ જળવાય એમ ઇચ્છતો હતો ખરો પરંતુ એ શાન્તિ અંગ્રેજી સત્તાને ગુમાવી દેવાના ભોગે પણ સચવાય તો સારું એમ એ નહોતો માનતો. એથી જ્યાં જ્યાં એને અંગ્રેજી સત્તાને નુકશાન પહોંચશે એમ લાગ્યું ત્યાં ત્યાં એણે પોતાનુંજ ધાર્યું કર્યું.

## વેલોરનું બંડ

સર જ્યોર્જ બાર્લોની ટુંક કારકીર્દી વેલોરમાં થયેલ બંડને લીધે વધારે જાણીતી થઈ છે. વેલોર મદ્રાસ ઇલાકામાં આવેલું એક શહેર છે. ટીપુ સુલતાનને હરાવી માર્યા પછી અને એનું રાજ્ય ખાલસા કર્યા પછી એના બે પુત્રોને અંગ્રેજોએ આ વેલોરના કિલ્લામાં રાખ્યા હતા. અહીં એ ટીપુના પુત્રોને જોઈતા વૈભવના સાધનો પૂરાં પાડવામાં આવ્યાં હતાં એટલુંજ નહિ પરંતુ એક પરાજીત થયેલા શહેનશાહના પુત્રોને છાજે એટલી છૂટ આપવામાં આવી હતી. ૧૮૦૦ જેટલા માણસો તો એમની તહેનાતમાં એમનાજ માણસો તરીકે રાત દિવસ રહેતા હતા. ઉપરાંત ત્રણ હજાર જેટલા માણસો મ્હેસૂરમાંથી નાસીને વેલોરમાં એ ટીપુનાં પુત્રોના ખાનગી આશ્રય નીચે આવીને રહ્યા હતા. આ પ્રમાણે ભેગા થએલા માણસો માહોમાંહ્ય અંગ્રેજો વિરુદ્ધ અસંતોષ ફેલાવે એ સાવ સ્વાભાવિક વાતજ હતી. એવામાંજ મદ્રાસના ગવર્નર લોર્ડ વિલિયમ બેન્ટિન્કે થોડાક નજીવા સુધારાઓ વેલોરમાં રહેતા કંપનીના લશ્કરમાં દાખલ કર્યા. એ સુધારા પ્રમાણે અમુક નવી તરેહનીજ પાઘડી બાંધવાનું અને અમુક તરેહનીજ દાઢી રાખવા વગેરેના ફરમાન છૂટયા. મૂળે લશ્કરના માણસો અભણ તો ખરાજ અને એમાં આવા સુધારાઓને તેઓ એકદમ વધાવી લે એમ તો એમના રૂઢીરક્ષક સ્વભાવ પ્રમાણે બને તેમ હતુંજ નહિ. એટલે સ્વાભાવિક સહેજસાજ અસંતોષ એ લશ્કરી માણસોમાં પણ થયેલો અને એમાં પેલા વેલોરમાં રહેતા ટીપુના પુત્રોના આશ્રય નીચેના માણસોએ બળતામાં ઘી હોમવા જેવું કર્યું. તેઓએ એવોજ કોઈ ગપ્પો ઉડાવ્યો કે એ પ્રમાણે લશ્કરના માણસોને ધીમેધીમે ખ્રિસ્તી બનાવી દેવાનોજ, આ બધો પ્રપંચ રચાયો છે. લશ્કરના અભણ અને ધોકાપંથી માણસોએ એ ગપને ખરો ગણી બળવો જગાવ્યો; અને ૧૧૩ અંગ્રેજોને કતલ કર્યા. આ બળવાને તાબડતોબ શાંત પાડી દેવા માટે કર્નલ ગિલેસ્પી મારતે ઘોડે આર્કટમાંથી વેલોરમાં આવ્યો; અને એણે પોતાની સમયોચિત બહાદુરીથી બળવાને શાંત કર્યો. ટીપુના બન્ને

પુત્રોનો આ બળવામાં હાથ હતો એમ લાગવાથી તેઓને વેલોરમાંથી કલકત્તે મોકલાવી દીધા અને મદ્રાસના ગવર્નર લૉર્ડ બેન્ટિન્કને (આજ બેન્ટિન્ક બાવીસ વર્ષ પછી કંપની સરકારનો ગવર્નર જનરલ નીમાઇને પાછો આવ્યો હતો.) ઘટતો ઠપકો આપી પાછો બોલાવી લેવામાં આવ્યો.

## ૨

# લોર્ડ મિન્ટો

## ત્રાવણકોરનો બંદોબસ્ત

વેલોરનું બંડ શમ્યા પછી તરતજ ઇંગ્લાંડથી નવો નીમાયેલો ગવર્નર જનરલ લોર્ડ મિન્ટો હિંદમાં આવ્યો. એની ઇચ્છા પણ હિંદમાં પગ મૂકયા પહેલાં કંપનીને દેશીરાજ્યો સાથે વિગ્રહમાં પડવા ન દેવાની હતી; પરંતુ અનુભવથી એને તરતજ જણાયું કે કંપની એવી તો દેશીરાજ્યો વચ્ચે ગુંચવાઇ ગયેલી હતી કે એને વખત આવ્યે એ દેશીરાજ્યોમાં માથું માર્યા વિના ચાલે તેમજ ન હતું. ઈ. સ. ૧૮૦૮ માં હિન્દના દક્ષિણ છેડે આવેલ ત્રાવણકોરના રાજ્યના પ્રધાને બળવો જગાવ્યો; અને ૩૩ અંગ્રેજ સિપાઇઓને અને એક અંગ્રેજ ડૉક્ટરને મારી નાખ્યા; અને તરતજ એણે અંગ્રેજ રેસિડન્ટના મકાન ઉપર હુમલો કર્યો. આ બંડની ખબર પડી કે તરતજ એક લશ્કરી પલટણ ત્યાં મોકલવામાં આવી ને હુલ્લડ શમાવી દેવામાં આવ્યું. પ્રધાને આપઘાત કર્યો અને એના ભાઇને ફાંસી દેવામાં આવી. ત્રાવણકોરનું રાજ્ય પણ છેક હાલહવાલ થઈ ગયું હતું; એથી અંગ્રેજોએ પાંચ વર્ષ એ રાજ્ય પોતાની સત્તા અને દેખરેખ નીચે રાખ્યું ને ઈ. સ. ૧૮૧૩માં રાજાને પાછું સોંપ્યું હતું.

## બુંદેલખંડ અને નાગપુરમાં કરેલી વ્યવસ્થા

જેમ ત્રાવણકોરના રાજ્યમાં લૉર્ડ મિન્ટોને માથું મારવું પડયું હતું તેમ બુંદેલખંડની અવ્યવસ્થા જોઇને પણ લૉર્ડ મિન્ટોને લાગ્યું કે જો અંગ્રેજી સત્તાને સર્વોપરી બનાવવીજ હોય અને એ સત્તાનો મોભો

સાચવવોજ હોય તો બુદેલખંડમાં વર્તતી અરાજકતાને નીભાવી શકાય તેમ નથી; અને એટલા માટે તટસ્થવૃત્તિ રાખી કંપની સરકાર દૂર બેસી રહે એ પણ પાલવે તેમ નથી. વળી બુંદેલખંડ તો મરાઠાઓ તરફથી અંગ્રેજકંપનીને મળેલો દેશ હતો; પરંતુ ત્યાં ઠેર ઠેર હુલ્લડી સરદારોનું રાજ્ય હતું. તેઓ લોકોને પજવીને કર ઉઘરાવતા ને અંગ્રેજ સત્તાને લેખવતા પણ નહિ. આથી ચીઢાઇને મિન્ટોએ એક લશ્કર મોકલી ત્યાં બંદોબસ્ત કરવાનો પ્રયત્ન કર્યો. એ લશ્કરે કલિંજર અને અજયગઢ નામના બે કિલ્લાઓ જીતી લીધા અને એ બે કિલ્લાઓ પડતાં હુલ્લડી સરદારો વશ થયા. આ પ્રમાણે બુંદેલખંડમાં લૉર્ડ મિન્ટોએ વ્યવસ્થા કરી. વળી એજ અરસામાં લૂંટારાઓનો સરદાર અમીરખાં નાગપૂરના રાજાને બહુ રીતે પજવતો હતો અને એના રાજ્ય ઉપર અવારનવાર હુમલા કરી લુંટફાટ ચલાવ્યે જતો હતો. નાગપૂરના રાજાએ એક આશ્રિત તરીકે લૉર્ડ મિન્ટોની મદદ માગી અને મિન્ટોએ તે રાજાની મદદે એક લશ્કર મોકલી અમીરખાંને હાંકી કાઢયો.

## લૉર્ડ મિન્ટો અને શીખ સરદાર રણજીતસિંહ

જ્યારે લૉર્ડ મિન્ટો ગવર્નર જનરલ તરીકે હિંદમાં હતો ત્યારે પંજાબમાં શીખ સરદાર રણજીતસિંહનો પૂર્ણ અમલ અને દોર ચાલતો હતો. શીખ લોકોની સત્તા કેમ વધી અને કયારે વધી એનો ટુંકો ઇતિહાસ આપણે જાણી લેવાની જરૂર છે. પંદરમાં સૈકામાં ગુરૂ નાનકે શીખ સંપ્રદાય સ્થાપ્યો અને એ સંપ્રદાયના શીખો ઔરંગઝેબના વખતમાં ધર્મના બચાવ માટે દેહની પણ કુરબાની કરીને પોતાનું વીરત્વ બતાવવામાં પાછી પાની નહોતા કરતા એ ઇતિહાસ તો આપણે અગાઉ બીજા ભાગમાં આવેલા મુગલસામ્રાજ્યના ઇતિહાસમાં જોઇ ગયા છીએ. પરંતુ ત્યાર પછી એ શીખોની સત્તા કેવી રીતે વધવા પામી એ બીના જાણી લઇએ. શીખોના દશમા ગુરૂ ગુરૂગોવિન્દના મરણ પછી શીખ લોકોનો નાયક બંદા થયો. તેણે પંજાબમાં મોટી ખટપટ ઉભી કરી.

એ વખતે મુગલસામ્રાજ્ય પડતી દશામાં સબડતું હતું. તેથી બંદાએ મુસલમાનોની મસીદો તોડવાનો અને તેમની કતલ કરવાનો સપાટો ચલાવ્યો. પરંતુ છેવટે બંદા અને એના સાથીઓ પકડાયા અને તેઓને મુગલ બાદશાહ બહાદુરશાહે મારી નખાવ્યા. ત્યાર પછી પણ શીખ લોકોનું બળ જરાયે કમી થવાને બદલે વધતુજ ચાલ્યું. મુસલમાન બાદશાહોએ શીખ લોકોને નાબુદ કરવા ઘણા પ્રયત્ન કર્યા પણ તે સફળ થયા નહિ અને શીખ લોકો દિવસે દિવસે સમર્થ થતા ગયા. તેઓએ દશ દશ હજારની અગીઆર ટુકડીઓ કરી અને પોતાનાં રહેઠાણનાં અગીઆર મથકો સ્થાપ્યાં. તે ટુકડીના આગેવાનો તે મથકોના અને આસપાસના મુલકના સરદારો થયા. હાલનાં પતિયાલા, કપુરથલા, વગેરે સંસ્થાનો તેઓથીજ ઉદય પામ્યાં છે. ચતરસિંહ એ એવાજ એક મથકનો સરદાર હતો. તેના પછી આવનાર એનો પુત્ર રણજીતસિંહ ઘણો બહાદુર અને શૂરો હતો. તેણે આખો પંજાબ પ્રાંત કટકે કટકે જીતી લઇ પોતાને હસ્તક કરી લીધો અને પોતે આખા પંજાબનો રાજા થયો. વળી એના છત્ર તળે બીજા શીખ સરદારો પણ એકત્ર થયા અને તેથી રણજીતસિંહ બહુ બળવાન રાજા થયો. તેની ખ્યાતિ ઇતિહાસમાં "પંજાબના સિંહ" તરીકે વિખ્યાત છે. અને ખરેખર એ સિંહ જેવો બહાદુરજ હતો. એનો ડાબો હાથ તથા પગ રહી ગયા હતા, છતાં જ્યારે તે ઘોડે પલાણ નાખતો ત્યારે તે એક ખડતલ જુવાન જેવો ભાસતો. એણે પોતાના રાજ્યમાંથી અફઘાનોને હાંકી કાઢયા હતા અને કાશ્મિર, મુલતાન, વગેરે પ્રાન્તો જીતી લીધા હતા. વળી એણે પોતાના લશ્કરને યૂરોપીય ઢબે ઉત્તમ તાલીમ આપી હતી. સર જ્યોર્જ બાર્લોની તટસ્થ રાજનીતિથી એને પોતાના રાજ્યની હદ અને સત્તા વધારવામાં બહુ અનુકૂળતા આવી હતી. પણ જ્યારે લોર્ડ મિન્ટોના વખતમાં રણજીતસિંહે પતિયાળા અને પાસેના મુલક ઉપર હુમલો કર્યો ત્યારે એ મુલકના સરદારોએ અંગ્રેજોની મદદ માગી. આ ઉપરથી લોર્ડ મિન્ટોએ મેટ્કાફને પંજાબમાં મોકલ્યો. એણે રણજીત સાથે

અમૃતસર મુકામે એક કરાર કર્યો. એ કરારથી એવું ઠરાવવામાં આવ્યું કે સતલજ નદીની દક્ષિણે આવેલાં રાજ્યો ઉપર રણજીતસિંહે હુમલો કરવો નહિ અને અંગ્રેજો સાથે મૈત્રી રાખવી. આ કરાર રણજીતસિંહે પોતે જીવ્યો ત્યાં સુધી પાળ્યા અને પોતાની જિંદગી સુધી અંગ્રેજોના વિશ્વાસુ મિત્ર તરીકે વર્ત્યો. તેના મરણ પછી શીખ લોકોમાં સારો આગેવાન ન હોવાથી તેઓએ પોતાનું સ્વાતંત્ર્ય કેવી રીતે ગુમાવ્યું એ બીના આગળ ઉપર આવશે.

## બીજા રાજાઓ સાથે કરેલા કરાર

બરોબર આજ વખતે યૂરોપમાં ઈંગ્લાંડ ને ફ્રાન્સ વચ્ચે જબરી લડાઇ સળગી ઉઠી હતી. આ ઉપરથી લૉર્ડ મિન્ટોને લાગ્યું કે રખેને ફ્રેન્ચ લોકો અફઘાનિસ્તાન વગેરે ઉત્તર તરફનાં રાજ્યો સાથે સંધિ કરી હિન્દ ઉપર ચઢી આવે; તેથી કાબુલ, સિંધ, અને ઈરાનના રાજ્યકર્ત્તાઓ પાસે એણે અંગ્રેજ એલચીઓને મોકલ્યા. એલ્ફિન્સ્ટન, માલકમ, અને મેટ્કાફ નામના ત્રણ એલચીઓને આ કાર્ય સોંપી મોકલ્યા હતા. દરેક રાજ્યે એ એલચીઓના પ્રયત્નોથી કરાર કર્યા કે અમે ફ્રેન્ચો સાથે કશો સંબંધ રાખશું નહિ.

## મોરિશિયસનો કબજો મેળવ્યો

ફ્રેન્ચ ચાંચીઆઓ મોરિશિયસ અને બુર્બો ટાપુઓમાંથી નીકળી આવારનવાર આવી અંગ્રેજકંપનીના વેપારી વહાણોને જબરૂ નુકસાન કરતા હતા. પન્દર વર્ષના ગાળામાં તો એ ફ્રેન્ચ ચાંચીઆઓએ લગભગ ૩૦ લાખ પાઉન્ડના માલની લુંટ કરી હતી. લોર્ડ મિન્ટોએ એ ચાંચીઆઓના ત્રાસમાંથી વેપારને બચાવી લેવા ઈ. સ. ૧૮૧૦માં એક કાફલો મોકલ્યો. એ અંગ્રેજ કાફલાએ મોરિશિયસ અને બુર્બો બન્ને ટાપુઓ જીતી લીધા; પણ બુર્બો ટાપુ ઇ. સ. ૧૮૧૪માં ફ્રેન્ચોને પાછો આપી દેવો પડયો. એજ અરસામાં જાવા બેટ પણ અંગ્રેજોએ ડચ લોકો

પાસેથી જીતી લીધો હતો; પરંતુ તે બેટ પણ ઇ. સ. ૧૮૧૪ માં તેઓને પાછો સોંપવામાં આવ્યો હતો.

## કૃષ્ણાકુમારીની કરૂણ કથા

જ્યાં ન ચાલ્યું ત્યાંજ લોર્ડ મિન્ટોએ અંગ્રેજી સૈન્યની મદદ દેશીરાજાને આપી હતી. બાકીતો એણે જેમ બને તેમ તટસ્થવૃત્તિજ જાળવવા પ્રયત્ન કર્યો હતો. પરંતુ આ તટસ્થવૃત્તિથી લોર્ડ મિન્ટોની કારકીર્દી દરમીઆન એક કરૂણ કથની રજપૂતાનામાં બનવા પામી હતી. કૃષ્ણાકુમારી નામની એક ઘણીજ રૂપવતી અને લાવણ્યવતી કન્યા ઉદેપુરના રાણાને હતી. તેનો વિવાહ જોધપુરના રાજા ભીમસિંહ સાથે નક્કી કર્યો હતો; પરંતુ તે રાજા લગ્ન પહેલાં મરણ પામ્યો. પાછળથી જયપુરના રાજા જગતસિંહે તે કુંવરીની માગણી કરી. બીજી બાજુ જોધપુરની ગાદીએ આવનાર માનસિંહે પણ એજ કુંવરીની માગણી હકથી કરી. પરંતુ માનસિંહની માગણી થઈ તે પહેલાં જગતસિંહે એ કન્યાનું માગું કર્યું હતું; તેથી જ્યારે એને માનસિંહની ઉદ્ધત માગણીની જાણ થઈ ત્યારે માનસિંહે મારૂં અપમાન કર્યું એમ એને લાગ્યું. આથી જગતસિંહે સિંધિયાની અને લુંટારાઓના સરદાર અમીરખાંની મદદ માગી. લડાઈ થઇ તેમાં માનસિંહ હાર્યો; પણ એ હારેલા રાજાએ અમીરખાંને મોટી લાંચ આપી ફોડી પોતાના પક્ષમાં લીધો. પછી એ અમીરખાં માનસિંહના કહેવાથી ઉદેપુરના રાણાનો મુલક લુંટવા લાગ્યો; અને એ પ્રમાણે એ લુંટારાના વધતા ત્રાસને અટકાવવા રાણાએ અંગ્રેજોની મદદ માગી; પરંતુ લૉર્ડ મિન્ટોએ તે આપી નહિ. આખરે રાણાને અમીરખાં સાથે સમજુતી કરવી પડી. અમીરખાંએ રાણાને એવો દમ ભીડાવ્યો કે જ્યાં સુધી કુંવરી જીવતી છે ત્યાંસુધી હરેક ઉપાયે હું એને જબરજસ્તીથી પણ માનસિંહ પાસે લઈ જઇશ; પણ જો એને મારી નાખવામાં આવે તોજ તમે સ્વસ્થ થઇ બેસી શકશો. આ સતાવણીથી આખરે રાણાની બ્હેને પોતાની લાડકી ભત્રીજીને પોતાના હાથેજ ઝેર

આપ્યું ને કહ્યું "બેટા, આ પી જઈ ઉદેપુરના રાજ્યની આબરૂ રાખ." કૃષ્ણાકુમારીએ ગરીબ ગાયની નમ્રતાથી પોતાનું ડોકું નમાવ્યું ને એક ખરી રજપૂતાણીની હિંમતથી ઝેરનું પ્યાલું જરાયે આંચકો ખાધા વિના પી ગઈ. મરતાં મરતાં છેવટે બોલી, "હે ઈશ્વર, તું મારા પિતાને અને મેવાડને સલામત રાખજે." આ કરૂણ બીના ઈ. સ. ૧૮૧૦માં બની હતી.

### કંપનીનો નવો પટ્ટો

ઈ. સ. ૧૮૧૩માં કંપનીને મળેલો વીશ વર્ષનો પટ્ટો પૂરો થતો હતો તેથી બીજાં વીશ વર્ષનો નવો પટ્ટો ઇંગ્લાંડની સરકારે કંપનીને કરી આપ્યો. આ નવા પટ્ટાની રૂએ વેપાર કરવાનો ઇજારો જે ફકત કંપનીનેજ હતો તે રદ કર્યો અને બીજા વેપારીઓને પણ હિંદમાં વેપાર કરવાની છૂટ આપી. પરંતુ ચીન સાથેના કંપનીના વેપારનો ઇજારો કાયમ રહ્યો.

## પ્રકરણ ૬ ઠું

## અંગ્રેજી સત્તાનો વધારો (ચાલુ)

### ૧

### માર્કિવસ ઓફ હેસ્ટિંગ્સ (ઇ. સ. ૧૮૧૩-૧૮૨૩)

#### માર્કિવસ ઓફ હેસ્ટિંગ્સ ગવર્નર જનરલ થાય છે

લોર્ડ મિન્ટોની વિદાયગીરી પછી હિન્દમાં કંપની સરકારનો કારભાર ચલાવવા લોર્ડ મોઇરા આવ્યો. લોર્ડ મોઇરા ઇતિહાસમાં માર્કિવસ ઓફ

હેસ્ટિંગ્સ તરીકે વધારે જાણીતો છે. હિન્દમાં આવ્યા પહેલાં આ ગવર્નર જનરલે ઘણાં વર્ષો સુધી મુલ્કી અને લશ્કરી ખાતામાં સેવા કરી પોતાની બુદ્ધિને વિકસાવેલી હતી. પોતાની ૫૯ વર્ષની વયે એ હિન્દમાં આ નવી પદવીએ આવ્યો હતો. એના પહેલાં આવેલા ગવર્નર જનરલ લોર્ડ કૉર્નવૉલિસ અને લોર્ડ મિન્ટોની માફક એણે પણ હિન્દમાં આવી તટસ્થવૃત્તિજ જાળવવાના મનોરથો બાંધી રાખ્યા હતા. પરંતુ એ મનોરથો પ્રમાણે રાજ્યતંત્ર નહિ ચલાવી શકાય એવું ભાન એને હિન્દમાં આવ્યા પછી તરતજ થયું હતું. એ હિન્દમાં આવ્યો ત્યારે કંપની સરકારના રાજ્યનો બંદોબસ્ત ઠીકઠીક જામી ગયો હતો; છતાં એ બંદોબસ્તમાં કેટલાંક છિદ્રો એવાં રહી ગયાં હતાં કે એ પૂરવાને માટે એને યુદ્ધનું શરણ લેવુંજ પડ્યું હતું.

## નેપાળી લોકો સાથે યુદ્ધ થવાનાં કારણો

હેસ્ટિંગ્સ હિન્દમાં આવ્યો ત્યારે નેપાળના ગુરખાઓનું જોર વધ્યું જતું હતું. ગુરખા લોકો પોતાની સત્તા વધાર્યેજ જતા હતા. આ ગુરખાઓ મૂળે કોઈ રજપૂત જાતના છે. અને તેઓ કોઇ દુ:ખી સમયે મૂળ વતન છોડી નેપાળની પહાડી ભૂમિમાં આશ્રય પામ્યા હોય એમ જણાય છે. આત્મરક્ષણને કારણે નાસીને નેપાળમાં ભરાયેલી એ જાતિમાં નેપાળની જંગલી પ્રજાને હાલહવાલ કરી નાખવાની અને એમનો મુલક પચાવી પડવાની તાકાત હતી. એ તાકાતના બળે નેપાળમાં એ રજપૂત જાતિએ થાણું જમાવ્યું અને એજ જાતિ અત્યારે નેપાળના ગુરખાઓ તરીકે પ્રસિદ્ધ છે. ગુરખાઓ શરીરે ઠીંગણા પણ કસાયલા હોય છે; અને લડાયક જુસ્સો તો એમને વારસામાંથીજ મળેલો હોય છે. અત્યારે પણ કોઈ ગુરખો લડાઈથી કાયર થાય અને નાસે એવો ભાગ્યેજ માલમ પડશે. એ મર્દના બચ્ચાઓ માથાને હાથમાં લઇનેજ ફરે છે. મોતથી એ ડરતા નથી. આવી શૂરી પ્રજા માર્ક્વિસ ઓફ હેસ્ટિંગ્સના વખતમાં પોતાના જોરથી આગળ ને આગળ ધસી આવતી હતી. અને હતું પણ એવું કે

નેપાળની સરહદ અને કંપનીની સરહદ એકમેકને અડીને આવી રહી હતી. આથી પોતાના જોરના ઉન્માદમાં ગુરખાઓ અવારનવાર કંપનીની સરહદમાં ઘૂસી જઇ અંગ્રેજ પ્રજાને રંજાડતા હતા. લોર્ડ મિન્ટોએ એમને દાબી દેવાને ધાર્યું હતું; પરંતુ એનો ઘણો વખત પશ્ચિમની સરહદ ઉપરનો બંદોબસ્ત કરવામાં જવાથી એ આ પ્રજાને ઠેકાણે લાવવાનું સક્રિય કામ હાથ ધરી શકયો ન હતો. આથી એ અધૂરું રહી ગયેલું કામ હેસ્ટિંગ્સને હાથે આવ્યું. ઇ. સ. ૧૮૧૪માં ગુરખાઓએ કંપનીની સરહદ ઉપર હુમલો કર્યો અને કેટલાંક ગામોનો કબજો લીધો. હેસ્ટિંગ્સે ગુરખાઓને મર્યાદામાં રહેવા અને જીતેલાં ગામો પાછાં આપી દેવા કહેવડાવ્યું; પણ એવી ખાલી ધમકીને ગુરખાઓ જેવી મદમસ્ત બનેલી લડાયક પ્રજા પત કરે તેમ હતુંજ નહિ. આખરે હેસ્ટિંગ્સે જોયું કે ગુરખાઓ જોડે લડી લીધા વિના છૂટકોજ નથી ત્યારે તેણે તેમની સામે લડાઇ જાહેર કરી; ઈ. સ. ૧૮૧૪.

## ગુરખાઓની હાર અને સિગોલીની સુલેહ

ગુરખાઓ એકદમ અંગ્રેજ લશ્કરને ગાંઠી જાય એવા નથી એ વાત હેસ્ટિંગ્સ સારી રીતે જાણી ગયો હતો; તેથી એમને સજ્જડ હાર આપવાના નિશ્ચયથી તેણે એકી સાથે ચાર લશ્કરો ચાર જુદી જુદી દિશાએથી નેપાળ ઉપર મોકલ્યાં. મુલક બહુ પહાડી અને અજાણ્યો હતો; એથી અંગ્રેજ લશ્કરને એ મુલકમાં પેસતાં ભારે વિટંબણા વેઠવી પડી. ચારમાંથી ત્રણ લશ્કર તો હાર ખાઇને ધોયેલા મૂળા જેવા બની પાછાં આવ્યાં; પણ બાકી રહેલું ચોથું લશ્કર વિજયથી રસ્તો કાપ્યે જતું હતું. એ લશ્કર નેપાળની પશ્ચિમ સરહદ ઉપરથી દાખલ થયું હતું અને એનો ઉપરી ઑક્ટરલોની નામનો સમર્થ સરદાર હતો. રસ્તામાં કાંઇ કાંઈ ડુંગરોની હારો અને ખીણો ઓળંગતું અને ગુરખાઓને ઠેર ઠેર હરાવતું એ લશ્કર રાજ્યધાની ખટમંડુ તરફ કૂચ કર્યે જતું હતું. ગુરખાઓ પણ અંગ્રેજ સેનાની થતી જતી જીતથી ગભરાવા લાગ્યા; પરંતુ દુશ્મનને નમતું આપવું કે નામોશી ભરેલી સલાહ કરી લેવી

એ વાત એમના સ્વભાવ વિરુદ્ધની હતી; તેથી ગુરખાઓ અંત સુધી લડયા. ગુરખા સરદાર અમરસિંહ હાર્યો અને અંગ્રેજ લશ્કર ઠેઠ ખટમંડુ સુધી આવી પહોંચ્યું. હવે ગુરખાઓએ જોયું કે રાજ્ય બચાવવું હોય તો ગમે તેવી પણ સુલેહ કર્યા વિના આરો નથી. તેથી તેમણે ઇ. સ. ૧૮૧૬ માં સિગોલી મુકામે સુલેહ કરી. એ સંધિના કરાર પ્રમાણે ગુરખાઓએ કુમાઉન અને તિરાઈ પ્રાંતો કંપની સરકારને આપી દેવાનું કબુલ કર્યું; વળી ખટમંડુમાં એક અંગ્રેજ રેસિડન્ટ રાખવાનું પણ કબુલ કર્યું. આ પ્રમાણે હેસ્ટિંગ્સે બહાદુર ગુરખાઓને નમાવી શરણે આણ્યા: તે દિવસથી તે આજ દિન સુધી ગુરખાઓ અંગ્રેજ લોકોને વફાદારીથી તાબે રહ્યા છે; અને અંગ્રેજ લશ્કરમાં ગુરખા ટુકડીઓ હમેશાં સારી સેવા બજાવતી આવી છે. સિગોલીની સુલેહથી કુમાઉન પ્રાંત હાથમાં આવવાથી નૈનિતાલ, મસુરી, સિમલા જેવાં સરસ હવા ખાવાનાં સ્થળો અંગ્રેજોના હાથમાં આવ્યાં એ લાભને માટે તો અત્યારે પણ એ સ્થળોમાં હવા ખાવા માટે જઇ વસતા અંગ્રેજો લોર્ડ હેસ્ટિન્ગસને કૃતજ્ઞબુદ્ધિથી યાદ કરતા હશે.

## પિંઢારાઓ અને લોર્ડ હેસ્ટિંગ્સ

હેસ્ટિંગ્સ જ્યારે નેપાળી લોકો જોડે યુદ્ધની બાજી પહોળી કરીને બેઠો હતો ત્યારે બીજી બાજુ મરાઠાઓ, પિંઢારાઓ, શીખો, અને પઠાણો એ બાજીની હારજીત એકીટસે નીરખી રહ્યા હતા. અને તેમાંયે અંગ્રેજ સરકારનાં ત્રણ લશ્કરો હારીને ઢીલે મોઢે પાછાં ફર્યાં એ ખબર મરાઠાઓના કાન સુધી ફેલાઇ ત્યારે તો તેમણે બમણા જોરે કંપની વિરુદ્ધ થવાની તૈયારીઓ કરવા માંડી. દ્વેષની પ્રથમ તૈયારી રુપે મરાઠાઓ પિંઢારા નામની લુંટારી કોમને અનેક પ્રકારની લાંચની અને પૈસાની લાલચો આપી અંગ્રેજો વિરુદ્ધ અંગ્રેજકંપનીના મુલકમાં આવેલાં ગામો લુંટવા અને રંજાડવા ઉશ્કેરવા લાગ્યા. પિંઢારાઓનો એતો ધંધોજ હતો. એમને તો જોઇતું હતું અને વૈદ્યે બતાવ્યા જેવું થયું. વળી મરાઠા જેવા પ્રબળ પક્ષની સોડમાં ભરાઇને લુંટફાટ કરવાનું મળે એ અનુકૂળતા

એમને મન નાનીસુની નહોતી. આથી પિંઢારાઓ જોરમાં આવી લુંટફાટ કરવા લાગ્યા અને અંગ્રેજ પ્રજાને રંજાડવા લાગ્યા. પણ હેસ્ટિંગ્સ આ બધું જાણતાં કશું કરી શકતો નહિ; કારણ તે વખતે એના હાથ ગુરખાઓ સાથેની લડાઇમાં જકડાઇ ગયા હતા અને ત્યાં પણ શરૂઆતના પ્રયત્નોમાં પાછા પડયા જેવું થયું હતું. પરંતુ કંપની સરકારના સદ્ભાગ્યે હેસ્ટિંગ્સ એ લડાઇમાં અંતે જય પામ્યો અને એના હાથ છૂટા થયા. હવે એણે પિંઢારાઓ તરફ પોતાનું બળ અજમાવવા અને એ રંજાડી લોકોનું મૂળ ઉખેડી નાખવા નિશ્ચય કર્યો.

આ પિંઢારા નામથી ઓળખાતી જાતમાં સર્વ કોમના માણસોનો જમાવ થએલો હતો. જે કોઈ લાંઠ કે બદમાસીમાં પૂરો હોય તે આ ટોળીના સરદારને મળી પોતાનું સ્થાન અને કામ મેળવી શકતો હતો. આ પિંઢારાઓને લુંટફાટ સિવાય બીજો કોઇ વ્યવસાય ન હતો. લુંટમાં મળેલ ધનના ભાગ સરદારની મરજી મુજબ કરી નાખવામાં આવતા હતા. ક્વચિત્ ક્વચિત્ આવી પિંઢારાઓની ટોળીઓને મરાઠા સરદારો પોતાની મદદમાં અમુક લાંચ કે લાલચ આપી બોલાવી શકતા હતા. આથી મરાઠાઓની સહાયતા પિંઢારાઓને જબરી હતી. આ લોકોનું રહેઠાણ મોટે ભાગે માળવા હતું. ત્યાંથી તેઓ ગુજરાત, મધ્ય હિન્દ, અને ઠેઠ નિઝામના રાજ્ય સુધી લુંટફાટ ચલાવવા નીકળી આવતા હતા. એ લોકો હમેશાં ટોળાબંધજ નીકળતા અને જ્યારે કોઈ ગામ ભાંગે ત્યારે લુંટફાટ ઉપરાંત લોકો ઉપર અનેક પ્રકારના જુલમો ગુજારતા. સ્ત્રીઓને પણ હરી લઈ જઈ અકથ્ય ત્રાસ વર્તાવતા. આવી પિંઢારાઓની ટોળીઓ ઝડપી ટટ્ટુઓ ઉપર સવાર થઇ દિવસમાં પચાસ પચાસ માઇલ ફરી વળતી અને લાગ ફાવે ત્યાં લુંટ કરવાનું ચૂકતી નહિ. જ્યારે કોઇ લશ્કર ભેટંભેટા થઇ જાય ત્યારે તેઓ નાસી જઇને પોતાનો બચાવ કરી લેતા. કદી પણ સામી છાતીએ ઉભા રહી લડતા નહિ. નાની નાની છોકરીઓને પકડી લઈ જઇ ગુલામ તરીકે વેચી નાખતા. પિંઢારાઓના આ ત્રાસમાંથી પ્રજાને બચાવવા લોર્ડ હેસ્ટિંગ્સે એક લાખ

માણસનું લશ્કર જમા કર્યું અને તેની આઠ ટુકડીઓ કરી તેમને ઘેરી લેવાને મોકલી. લડાઈના આ મામલામાં હેસ્ટિંગ્સે જાતે ભાગ લીધો હતો.

## ત્રીજો મરાઠી વિગ્રહ

હેસ્ટિંગ્સે જ્યારે પિંઢારાઓને નિર્મૂળ કરી નાખવાનો વિચાર કરી બધી ગોઠવણ અમલમાં મૂકી ત્યારેજ બરોબર મરાઠાઓ - પેશ્વા, ભોંસલે, અને હોલ્કર—અંગ્રેજોની સામે થયા. મરાઠાઓને હેસ્ટિંગ્સે કેવી રીતે હરાવ્યા, પેશ્વાએ પોતાનું રાજ્ય કેવી રીતે ખોયું, અને સિંધિયા, હોલ્કર, અને ભોંસલે અંગ્રેજના રક્ષણ નીચે કેવી રીતે આવ્યા, એ સંપૂર્ણ બીના અગાઉ આવી ગયેલા ભાગ ૩જા માં મરાઠાઓના ઇતિહાસમાં આવી ગયેલી છે.

## પિંઢારાઓનો નાશ

મરાઠાઓની પડતીની સાથેજ પિંઢારાઓનું જોર પણ આપોઆપ નરમ પડી ગયું; કારણ પિંઢારાઓનું આશ્રયસ્થાનજ મરાઠાઓ હતા. એટલે મરાઠાઓની સત્તા નાશ પામતાં પિંઢારાઓ હતાશ થઈ ગયા. આથી હેસ્ટિંગ્સને એ હતાશ પિંઢારાઓને કચ્ચડી નાખતાં વાર ન લાગી. પિંઢારાઓનો પ્રસિદ્ધ સરદાર ચીતુ જંગલમાં નાસી ગયો અને ત્યાંજ તે વાઘના મ્હોંમાં પડી અકાળ મોત પામ્યો. બીજા કેટલાક સરદારો નાસી છૂટયા; કેટલાક આપઘાત કરી મર્યા; અને બાકીના એ નીચ ધંધો છોડી શાંત અને સુખી જીવન ગાળવા છુટાછવાયાં ગામોનો આશ્રય લઇ બચ્યા. આ પ્રમાણે એક મહાત્રાસમાં રીબાતી રાંકડી પ્રજાને ઉગારી હેસ્ટિંગ્સે પ્રજાના આશીર્વાદ મેળવ્યા.

## લૉર્ડ હેસ્ટિંગ્સે કરેલા સુધારા

લડાઇના કામમાં સતત ગુંથાયલા રહેવું પડતું હોવા છતાં લૉર્ડ હેસ્ટિંગ્સે લોકોના ભલા માટે ઘણા પ્રયત્નો કર્યા. એ માનતો હતો કે અંગ્રેજોના ગમે તેટલા લાભોની ખાતર પણ હિંદની પ્રજાને અંધકારમાં રાખવી એ બ્રિટિશ તુખ્મને હમેશાં અરુચતી અને ન ફાવતી વાત છે. અને એથીજ હિન્દી પ્રજાને કેળવવાને માટે એણે એનાથી બનતું કર્યું

છે. તેણે નિશાળો સ્થાપી હતી અને એ દ્વારા કેળવણીને સારૂ ઉત્તેજન આપ્યું હતુ. અને દેશી ભાષામાં વર્તમાન પત્રનું પ્રગટ થવું પણ એનાજ વખતમાં પહેલવહેલું બનવા પામ્યું હતું. વળી મદ્રાસમાં ખેડુતોના લાભની ખાતર એણે રૈયતવારી પદ્ધતિ દાખલ કરી. આ પદ્ધતિથી ખેડુતો સાથે સરકાર અમુક વર્ષ સુધી મુકરર કરેલી મહેસુલ લેવા બંધાતી અને એ મુદ્દત વિત્યે ફરી પાછી બીજી મુકરર કરવામાં આવતી મુદત સુધી મહેસુલની ગોઠવણુ થતી હતી. આ ઉપરાંત દિલ્હી પાસે આવેલી જમના નદીની નહેરના બાંધકામમાં પણુ સુધારો કરવામાં આવ્યો હતો અને પુષ્કળ પૈસા એમાં સરકારે ખર્ચ્યા હતા.

## ૨

## લૉર્ડ એમહર્સ્ટ

લૉર્ડ હેસ્ટિંગ્સની પછી ઇ. સ. ૧૮૨૩ના ઑગસ્ટ માસમાં નવો ગવર્નર એમહર્સ્ટ આવ્યો. પરંતુ હેસ્ટિંગ્સની વિદાય પછી સાત માસના અંતરે લોર્ડ એમહર્સ્ટ હિન્દમાં આવ્યો હતો અને તેટલા માસ દરમિયાન કંપની સરકારનો કારોબાર કાઉન્સિલના વડા સભ્ય મી. ઍડમે ચલાવ્યો હતો. નવો ગવર્નર પણુ એની અગાઉના ઘણાખરા ગવર્નરોની માફક હિન્દમાં સુલેહ અને શાન્તિ જળવાઇ રહે એવી રીતે વર્તવા માગતો હતો; પરંતુ એ ઇચ્છા બર આવે એવા સંજોગો રહ્યા નહિ. ઍમહર્સ્ટના આવવા પછી એકાદ વર્ષમાંજ એને બ્રહ્મી લોકો સાથે વિગ્રહ આદરવો પડયો.

### બ્રહ્મી વિગ્રહ

જ્યારે કંપની સરકારનો પાયો બંગાળામાં નખાતો હતો ત્યારે બ્રહ્મદેશમાં પણુ તેજ અરસામાં અલોમ્પરા નામના એક સાહસિક પુરુષે પોતાની સત્તા જમાવવી શરૂ કરી દીધી હતી. અલોમ્પરાએ પોતાની વીરતાથી અને બાહોશીથી બ્રહ્મદેશમાં સ્વતંત્ર સત્તા સ્થાપી હતી; અને એની પછી એના વારસોએ પણુ એ સત્તા ટકાવી રાખવા ઉપરાંત રાજ્યના મુલકમાં ઘણો વધારો કર્યો હતો. લૉર્ડ એમહર્સ્ટ હિન્દમાં આવ્યો

તે વખતે તો બ્રહ્મી રાજાની આણ ઠેઠ આસામ, કાચાર, અને મણિપુર સુધી ફરી વળી હતી. અને બ્રહ્મી લોકોનું જોર એટલું બધું વધી પડયું હતું કે કંપની સરકારના તાબાના સિલ્હટ અને ચિતાગોંગ પણ તેઓ લઈ લેશે એવી દહેશત રહેતી હતી. અરે, લોર્ડ હેસ્ટિંગ્સના વખતમાંજ એ મદઘેલા અને સત્તાતોરી બ્રહ્મીઓએ પૂર્વ બંગાળાનો કબજો અમને સોંપી દો એવી ઘેલછાભરી માગણી કરી હતી. પરંતુ એમની માગણીને તાબે થઇ જાય એવી બ્હીકણ હેસ્ટિંગ્સની સરકાર નહોતી એટલે એ લોકોનું કાંઇ વળ્યું નહિ. પરંતુ ઈ. સ. ૧૮૨૪માં બ્રહ્મી લોકોએ પૂર્વ બંગાળામાં આવેલા એક અંગ્રેજી લશ્કરના મથકનો કબજો લઈ લીધો. આ વખતે ગવર્નર જનરલ લોર્ડ એમહર્સ્ટ હતો. એનાથી બ્રહ્મી લોકોનો એ ઉપદ્રવ સહન ન થયો; અને પોતાને સુલેહ જાળવી રાજ્ય અમલ કરવાની ઉત્કટ ખ્વાહેશ હોવા છતાં બ્રહ્મી લોકો સાથે યુદ્ધમાં ઉતરવું પડયું. પછી તો યુદ્ધના નગારાં વાગ્યાં અને બ્રહ્મી લોકો વધારે તાનમાં આવ્યા. બ્રહ્મી લોકો તો અંગ્રેજ સરકાર જોડે યુદ્ધમાં ઉતરવાની રાહજ જોયા કરતા હતા અને એમને પોતાની સત્તાનું અને જોરનું એટલું બધું અભિમાન હતું કે હારવાની તો એમને બ્હીકજ ન હતી.

યુદ્ધ તો મંડાયું પણ યુદ્ધના વ્યૂહો રચવા જેટલી આવડત લોર્ડ એમહર્સ્ટમાં ન હતી. એથી બીજાઓની સલાહ પ્રમાણે નૌકાસૈન્ય મોકલી રંગુનનો કબજો પ્રથમ લેવો એવું ઠેરવ્યું. માન્યતા એવી હતી કે રંગુન પડશે કે તરતજ બ્રહ્મી લોકોનું જોર તૂટી જશે. ગોઠવણ પ્રમાણે એક નૌકાસૈન્ય મદ્રાસથી રંગુનનો કબજો લેવા ઉપડયું. રંગુન સહેલાઇથી કબજામાં પણ આવી ગયું; પરંતુ પછી શું કરવું એની કાંઈ સૂઝ ન પડી. એવામાં નશીબજોગે લશ્કરમાં રોગચાળો ફાટી નીકળ્યો અને ખોરાક મળવાના પણ સાંસા પડયા એટલે રંગુનનો કબજો લેનાર સૈન્ય તો સાવ માથેજ પડયું. એક ખુશ્કી સૈન્ય પણ મોકલવાની ગોઠવણ કરવામાં આવી; પરંતુ બ્રહ્મદેશની ગીચ ઝાડી અને પર્વતો સોંસરા થઇ રસ્તો કાપવો બહુ ભારે પડયો. ખુશ્કી લશ્કર તો કાંઈ ધાડ મારી શકયું નહિ; પણ

ઉલટું રામુ મુકામે એના હાલહવાલ થઇ ગયાં. છેવટે ઈ. સ. ૧૮૨૫માં સેનાપતિ રીચર્ડ્સે બહાદુરી બતાવી અને એણે આસામનો કબજો લીધો. પછી તો પ્રોમ શહેરનો પણ કબજો અંગ્રેજોએ લીધો અને માંડલે ઉપર ધાડ લઈ જવાનો મનસુબો કર્યો. પ્રોમ પડયા પછી બ્રહ્મી લોકો કાંઈક નરમ પડયા; અને જ્યારે તેમણે જોયું કે રાજધાની ઉપર આફત ઝઝુમી રહી છે ત્યારે બ્રહ્મી રાજાએ સુલેહના કહેણ મોકલ્યાં. ઈ. સ. ૧૮૨૬ના ફેબ્રુઆરી માસમાં યેન્દાબુ મુકામે બ્રહ્મી લોકો સાથે સુલેહ થઈ અને લડાઇનો અંત આવ્યો. એકંદરે બ્રહ્મી લડાઈની વ્યૂહ રચના કાચે પાયે શરૂ થઈ હતી અને જાનમાલની ખુવારી ધાર્યા કરતાં વધારે થઇ પડી હતી; છતાં સરવાળે કંપની સરકારની જીત થવાથી જે સુલેહ થઈ તેથી ખોટનો બદલો મળી ગયો.

### યેન્દાબુની સુલેહ

બ્રહ્મી લોકો સાથેની આ સુલેહના કરારનામાંથી કંપની સરકારને કાચાર, જૈન્તિયા, અને મણિપુર મળ્યાં. આસામ અને આરાકાન બંગાળા સાથે જોડી દેવામાં આવ્યા અને ટેનાસરિમમાં અંગ્રેજ કમિશનર નીમવામાં આવ્યો. ઉપરાંત વિગ્રહના ખર્ચ બદલ પણ એક કરોડ રૂપીઆ બ્રહ્મી રાજાએ આપવા એવું ઠર્યું.

### બરાકપુરનો બળવો

જ્યારે બ્રહ્મી વિગ્રહ આરંભાયો અને જ્યારે બ્રહ્મદેશ જીતવા માટે દરિયા વાટે લશ્કર મોકલવું એવું ઠર્યું ત્યારે બંગાળાની બરાકપુરમાં રહેલી દેશી પલટનને દરિયા વાટે રંગુન જવાનો હુકમ મળ્યો. પરંતુ દેશી પલટનના સૈનિકોએ દરિયા વાટે રંગુન જવાની નામરજી બતાવી; અને જ્યારે તેમણે જોયું કે સરકાર હરકોઈ પ્રકારનું દબાણ કરીને પણ તેમને મોકલશેજ ત્યારે તેમણે બળવો કર્યો, ઈ. સ. ૧૮૨૪ (ઑક્ટોબર) પણ એ બળવો તરતજ શમાવી દેવામાં આવ્યો હતો.

રંગુનનો કબજો લેવા માટે ઠેઠ મદ્રાસથી એક નૌકાસૈન્ય મોકલવામાં આવ્યું હતું તેનું કારણ આ બરાકપુરની દેશી પલટનનો બળવોજ હતું.

## ભરતપુરની જીત

ભરતપુરના દેશી રાજ્યમાં પણ ન છૂટકે લોર્ડ એમહર્સ્ટનને માથું મારવું પડયું હતું. બન્યું એવું કે ઇ. સ. ૧૮૨૫માં ભરતપુરનો રાજા મરણ પામ્યો. એ રાજાનો બાળપુત્ર બળવંતસિંહ તે વખતે ફક્ત સાત વર્ષનો હતો. એથી રાજ્યકારભાર બલવંતસિંહનો મામો ચલાવે એવી ગોઠવણ થઈ. પરંતુ બલવંતસિંહના પિત્રાઇ ભાઈ દુર્જનસાલે બાળરાજાના મામાને યુક્તિ રચી મારી નાખ્યો અને બાળરાજાને કેદ કરી પોતે ગાદીએ ચઢી બેઠો. આ ઉથલપાથલની ખબર દિલ્હીના રેસિડન્ટ જનરલ આઉટરલોનીને સૌથી પહેલાં પડી. એ આઉટરલોની જાણતો હતો કે ભરતપુરનો રાજા, માર્ક્વિસ ઑફ વેલેસ્લીના વખતથી કંપની સરકારના શરણે આવેલો હતો. એથી આઉટરલોનીને લાગ્યું કે હકદાર બાળરાજાનેજ ગાદી સોંપાય અને દુર્જનસાલને શિક્ષા થાય તોજ કંપની સરકારનો ખરો વકર દેશી રાજ્યોમાં રહેશે. એથી તેણે ગાદી પચાવી પાડનારને ઉઠાડી બાળરાજાને ગાદી સોંપવા લશ્કર મોકલ્યું. પણ આઉટરલોનીની આ હીલચાલ એમહર્સ્ટને ન રુચી; તેથી તેણે એમ લશ્કર મોકલવાની મના કરી. આ વખતે બ્રહ્મી વિગ્રહ ચાલતો હતો. પરંતુ બ્રહ્મી વિગ્રહના અંત પછી લોર્ડ એમહર્સ્ટે પોતાની ભૂલ જોઇ. એણે જોયું કે ભરતપુરમાં તો દુર્જનસાલ પિંઢારા અને જાટ લોકોનો જમાવ કરતો જાય છે અને એ પ્રમાણે કરી અંગ્રેજોથી સ્વતંત્ર થવાની તૈયારી કરી રહ્યો છે! તરતજ દુર્જનસાલને નમાવવા ઇ. સ. ૧૮૨૬માં લોર્ડ એમહર્સ્ટે એક મોટું લશ્કર લોર્ડ કોમ્બરમિયરની સરદારી નીચે મોકલ્યું. એ લશ્કરે આવી ભરતપુરને ઘેરો ઘાલ્યો. કિલ્લો ઘણો મજબુત હતો તેથી સુરંગ ફોડી તે કિલ્લાને ઉડાવી દીધો; અને દુર્જનસાલને કેદ કરી, બાળરાજાને ફરી ગાદીએ બેસાડયો, ઇ. સ. ૧૮૨૬.

આ પ્રમાણે ભરતપુરનો અજેય ગણાતો કિલ્લો—જે જીતવા અગાઉ ઈ. સ. ૧૮૦૫માં લોર્ડ લેઇકે ફોગટ ફાંફાં પણ માર્યાં હતાં તે—પણ અંગ્રેજોના બળ નીચે નમી પડયો.

# પ્રકરણ–૭ મું

## લોર્ડ વિલિયમ કેવેન્ડિશ બેન્ટિન્ક; ૧૮૨૮–૧૮૩૫

લોર્ડ એમહર્સ્ટ પછી લોર્ડ વિલિયમ બેન્ટિન્ક હિંદુસ્થાનના ગવર્નર જનરલના પદ પર આવ્યો. એ અગાઉ મદ્રાસના ગવરનર તરીકે એણે કામ કર્યું હતું, પણ ૧૮૦૬ના વેલોરના બળવાથી એને ૧૮૦૭ માં ઈંગ્લાંડ બોલાવી લેવામાં આવ્યો હતો અને એ પ્રમાણે તે વખતની એની કારકીર્દી અયશસ્વી નીવડી હતી. ગયેલી કીર્તિ પાછી મેળવવા એક વખત ગવર્નર જનરલ તરીકે હિંદ જવું એવો એનો વિચાર હતો અને એમહર્સ્ટ પછી તે સંધિ તેને પ્રાપ્ત થઈ. તેના મિત્ર મી. કેનીંગની સહાયતાથી અને કંપની સરકારની કોને મોકલવો તે સંબંધી અગવડથી છેવટે એ પદ માટે એને પસંદ કરવામાં આવ્યો અને તે પ્રમાણે ૧૮૨૮માં એ ગવર્નર જનરલના પદ પર આવ્યો.

સ્વતંત્રતા અને ન્યાયનો એ પક્ષપાતી હતો અને એ પોતાના વિચારો અમલમાં મૂકવાના ઉચ્ચ આશયો સાથે હિંદમાં આવ્યો હતો. એની સાત વર્ષની કારકીર્દી મોટી લડાઇઓને બદલે એણે કરેલા સુધારાને લીધે યશસ્વી નિવડી છે.

### તટસ્થ રાજ્યપદ્ધતિનો નવીન અર્થ

લોર્ડ બેન્ટીન્કને નવીન દિશામાંજ રાજ્યતંત્ર ચલાવવાનું આવ્યું. હિંદુસ્થાનમાં હવે કંપની સરકાર લગભગ સર્વોપરી સત્તા ભોગવતી હતી અને સહાય્યકારી યોજનાની પદ્ધતિથી હિંદુસ્થાનના પંજાબ અને સિંધ સિવાયના બધાં દેશી સંસ્થાનો અંગ્રેજોની હકુમત હેઠળ આવ્યાં હતાં. શું તટસ્થ રહેવાની રાજ્યનીતિથી કંપની સરકારે તેના અમલના અર્થ પ્રમાણે દેશી રાજ્યોના અંતસ્થ અથવા બાહ્ય શત્રુઓ સાથેના વિગ્રહમાં કોઇ પણ જાતનો ભાગ ન લેવો ? સાહાય્યકારક યોજનાથી એમાં જોડાયલા દેશી રાજાઓનું રક્ષણ કરવાને કંપની બંધાયલી હતી. આથી જે નવીન

અર્થ તટસ્થવૃત્તિનો કરવામાં આવ્યો તે એ હતો કે તેના રક્ષણ નીચે આવેલાં દેશી રાજ્યોનું રક્ષણ કરવું પણ તેમના અંતસ્થ કારભારમાં કંપનીએ દખલગીરી કરવી નહિ. પણ આ જાતની રાજ્યનીતિ જો હિંદુસ્થાનમાં રાજ્યઅમલ કરનારા ચલાવે તો સંકટ આવી પડવાનો ઘણો સંભવ હતો. જો દેશીરાજાઓની સામે તેમની રૈયત થાય તો કંપની મદદ આપી બચાવ કરે અને દેશી રાજાઓ મરજીમાં આવે તેવી રીતે પોતાની પ્રજાને કચડે તેમાં માથું ન ઘાલે તો રાજ્યમાં અંધાધુંધી, ત્રાસ અને એવા અનેક છળ પ્રજા ભોગવતી થાય.

થયેલા તહ પ્રમાણે કંપની દેશી રાજાઓને તેની પ્રજા બંડ ઉઠાવે તો રક્ષણ આપવાની હતી પણ તેથી હદ ઉપરાંત છળ ભોગવતી પ્રજાને રાજા કનડે તોપણ તેનો પક્ષ ન લેતાં રાજાનેજ સહાય આપવી એજ કંપનીનું કર્તવ્ય હતું ? આવી જાતનું નવીનજ રાજ્ય પ્રકરણ ઉભું થયું અને તેથી બેન્ટીંકે જ્યાં એને વચ્ચે પડવું પડયું ત્યાં કેવો માર્ગ લીધો તે આપણે જોઇશું.

જયપુર

જયપુરના રાજ્યમાં ગડબડ ચાલ્યા કરતી હતી. અને મેટકાફ જે આ વખતે ગવર્નર જનરલનો દિલ્હી ખાતે એજંટ હતો તેણે કાઉન્સીલને એ હકીકત જણાવી. તકરારનું મૂળ એ હતું કે રાજ્યમાં બે પક્ષ પડયા હતા અને રાજ્યમાતાએ એક જૈન ઝોટારામને દીવાન પદ આપવાનો વિચાર રાખ્યો હતો, જ્યારે બીજા પક્ષે રાવળ બૈરીસાલને દીવાનગીરી આપવા જણાવ્યું હતું. રાણીની ઇચ્છા પ્રમાણે ઝોટારામને દીવાન પદ આપવામાં આવ્યું પણ એણે રાજ્ય પોતેજ પચાવી પડવાની ઇચ્છાથી અંધાધુંધી ચલાવવા માંડી. બેન્ટીન્કને મેટકાફ વચ્ચે પડવા જણાવતાં પ્રથમ તો તેણે એ વજીરે ઝેર આપી બાળરાજાનો તથા રાણીમાતાનો નાશ કર્યો છે એવું તહોમત તેના ઉપર મૂક્યું. તપાસ કરતાં એમાં તથ્ય જણાયું તેથી રેસીડન્ટે વચ્ચે પડી બીજા એક કુંવરને ગાદીપર બેસાડયો અને દીવાનને પદભ્રષ્ટ કરી બૈરીસાલને દીવાનગીરી આપી. ઝોટારામના મળતીઆઓએ

બંડ ઉઠાવ્યું. આથી લશ્કર મોકલી તેમનો નાશ કરવામાં આવ્યો અને એ જૈન વજીર અને તેના ભાઇને જીવન પર્યંત અંગ્રેજી હદમાં કેદમાં રાખવામાં આવ્યા. આ પગલું જો દસ વર્ષ પહેલાંજ બેન્ટીંકે ભર્યું હોત તો જયપુરની પ્રજાને તથા બાળરાજાને ખમવું પડત નહિ. પાછળથી પણ તટસ્થવૃત્તિને બાજુએ મૂકી બેન્ટીંકને અંદરના કારભારમાં પણ હાથ ઘાલવોજ પડયો.

## ગ્વાલીઅર

દૌલતરાવ સિંધીઆના મરણ બાદ ગાદીના વારસ સંબંધી તકરાર ઉભી થઇ. ૧૮૩૩ માં રાણીને રાજ્યકારભાર છોડી ચાલી જવાનું જણાવવામાં આવ્યું અને તે પ્રમાણે તેને પોતાના ભાઈ સાથે ગ્વાલીઅર છોડી દક્ષિણમાં જાગીરીના સ્થળે જઇ રહેવું પડયું. કંપની સરકારે તેના દત્તક લીધેલા પુત્રને રાજા તરીકે કબુલ રાખ્યો.

## કુર્ગ

કુર્ગનો રાજા જે ૧૮૨૦ માં ગાદી પર આવ્યો હતો, તેણે ગાદીએ આવતાંજ પોતાના સગાંસંબંધીઓનો નાશ કરવા માંડયો. રેસીડન્ટની સૂચનાને પણ મચક ન આપતાં અંગ્રેજોને ત્રાસ આપવા લાગ્યો. તે ઉપરથી એક લશ્કર મોકલી તેનું રાજધાનીનું સ્થળ લઇ લેવામાં આવ્યું અને રાજા તાબે આવતાં, બનારસ કેદ પકડી મોકલી દેવામાં આવ્યો અને રાજ્યને મદ્રાસ ઇલાકા સાથે જોડી દેવામાં આવ્યું, ૧૮૩૩.

## મ્હૈસૂર

૧૭૯૯ માં શ્રીરંગપટ્ટણ પડયા પછી વેલેસ્લીએ અસલ હિંદુ-રાજાના વંશજને ગાદી પર બેસાડયો હતો. ઉંમર લાયક થતાં તેણે પોતાના બાહોશ દીવાન પુર્ણીઆને કાઢી મૂકી અંધેર ચલાવવા માંડયું. રાજ્યને દેવું થવા લાગ્યું. અને મોજમજાહમાં પૈસો વાપરી ગરીબ રૈયતને ત્રાસ આપવા લાગ્યો. આથી અંગ્રેજ સરકારે વચ્ચે પડી રાજાને ગાદી પરથી ઉઠાડી પેન્સન બાંધી આપ્યું અને રાજ્ય એક કમીટીની દેખરેખ નીચે

રાખ્યું. આગળ જતાં એ પદભ્રષ્ટ રાજાએ જેને દત્તક લીધો હતો તેને ગાદી આપવામાં આવી અને આવી રીતે રાજ્યકારભારમાં કંપનીએ હાથ ઘાલવાથી એ સંસ્થાન આબાદ થયું.

## પંજાબ અને સિંધ

• લાહોરના મહારાજા રણજીતસિંહે શીખ પ્રજાને એકત્ર કરી આખો પંજાબ પ્રાંત પોતાના કબજામાં લીધો હતો. લશ્કરને પણ તેણે એવું કેળવ્યું હતું કે તે વખતની બધી યુદ્ધકળા એ લશ્કરમાં હતી. આવા મહાન રાજા સાથે જો સંધિ થાય તો ઈરાન અથવા રશિઆનો હિંદુસ્થાનને ધાક ન રહે, એ હેતુથી લોર્ડ મિન્ટોના વખતમાં સલાહ થઇ મિત્રાચારી બંધાઇ હતી. ઓક્લેન્ડે હવે એ મિત્રાચારી તાજી કરી રશિયા જે લડાઇ કરે એવો સંભવ હતો તેને દબાવવાને અને શાહશુજા જે ખરો અફ્-ઘાનીસ્તાનનો વારસ હતો અને જે આ વખતે શત્રુથી નાસી છૂટી મહા-રાજાના રક્ષણ હેઠળ રહી ખટપટ કરતો હતો તેને પોતાના પક્ષમાં લઇ અફ્ઘાનીસ્તાનને પણ મિત્ર બનાવવાના ઈરાદાથી મહારાજા સાથે મુલાકાત લેવાનું ઠરાવ્યું અને ગોઠવણ પ્રમાણે બન્ને રાજ્યકર્તાઓએ સતલજ નદી ઉપર મળી અરસપરસ ભેટો મોકલી ગાઢી મિત્રાચારી કરી. સિંધના અમીરો સાથે પણ કરાર કરી સિંધુ નદી માર્ગે અંગ્રેજોએ વેપાર કરવાની છૂટ મેળવી.

## ઓક્લેન્ડના આર્થિક સુધારા

ઓક્લેન્ડે હિંદુસ્થાનમાં પગ મૂકતાં જોયું કે રાજ્યની ત્રિજોરી બ્રહ્મી લડાઇને લીધે ખાલી થઇ હતી. આથી ખર્ચમાં કાપકુપ કરવાને તેણે એક કમીટી નીમી.

સીવીલ સર્વિસ (દિવાની નોકરી)માં કમીટીને અમલદારોના પગાર અતિશય ભારે લાગ્યા અને તેથી તેમના પગારમાં કાપકુપ કરવા જણાવ્યું. આથી એ વર્ગમાં ઓક્લેન્ડ અળખામણો થઈ પડયો.

લશ્કરી નોકરીમાં કમીટીને કાપકુપ કરવાનો માર્ગ ન હતો. માત્ર ભથ્થુ જે લશ્કરી અમલદારોને આપવામાં આવતું હતું તેમાંજ ઘટાડો

થઈ શકે એમ હતું. કંપનીના ડિરેક્ટરો વખતોવખત એ ભથ્થુ બંધ કરવા જણાવતા હતા પણ હેસ્ટિંગ્સ અને એમહર્સ્ટે એ હુકમનો અમલ કર્યો નહોતો. પણ બેન્ટીંકને ફરીથી એને કરવામાં આવેલા હુકમને માથે ચઢાવવા સિવાય છુટકો ન હતો અને તેથી અર્ધું ભથ્થુ હવેથી આપવું એવો નિયમ કર્યો. આથી સૈનિકોમાં ઘણો અસંતોષ ફેલાયો અને એ અસંતોષ જોતાંજ બંગાળાના થોડાક લશ્કરો માટેજ એ સુધારો દાખલ કરવામાં આવ્યો.

અફીણનું દાણ જે મુગલ શહેનશાહે બંધ કર્યું હતું, તે બેન્ટીન્ક સરકારે લેવાનું ઠરાવી ઉપજમાં વધારો કર્યો.

એના આ આર્થિક સુધારા માટે કરેલી કાપકુપથી જેમને ખમવું પડયું તે બધા એને દુશ્મનની નજરે જોવા લાગ્યા. પણ હિંદીઓ કરતાં અંગ્રેજોએ પોતાનો ક્રોધ ખુલ્લો દેખાડી એની મુલાકાત પ્રસંગે હાજરી ન આપવાના તથા ખાણા વખતે આમંત્રણ ન સ્વીકારવાનાં છમકલાં કરી એના તરફનો અણગમો જાહેર કર્યો. આ રીતે તેઓ બિચારા બેન્ટીંકને કેવા સંજોગમાં હુકમને માન આપી સુધારા કરવા પડયા તે ખબર ન હોવાથી પોતાનો દુશ્મન ગણવા લાગ્યા.

### ન્યાયખાતામાં સુધારા

ફરતી અદાલતો બંધ કરી તેણે ડીસ્ટ્રીક્ટ કોર્ટો સ્થાપી અને અદાલતની ભાષા ફારસીને બદલે સ્થાનિક રાખવા હુકમ કર્યો. ન્યાયાધીશોના માનમરતબાને છાજે એવો પગારમાં ઉમેરો કર્યો. નવીન કોર્ટો સ્થાપી અને દેશીઓને ન્યાયખાતામાં મોટી જોખમદારીની નોકરી આપી ન્યાયનું કામ સરળ કર્યું એટલુંજ નહિ પણ અંગ્રેજી રાજ્યને મજબુત બનાવ્યું.

### સતીનો ચાલ બંધ કર્યો

એના કરેલા સુધારામાં સતી થવાનો રિવાજ એણે બંધ કર્યો તે અગ્રસ્થાન ભોગવે છે. આથી લોકોમાં ખળભળાટ થઈ રહ્યો, પણ એણે મચક આપી નહિ. પ્રીવી કાઉન્સીલ સુધી અરજીઓ કરવામાં આવી પણ ત્યાંથી પણ અરજી કાઢી નાખવામાં આવી. એ ચાલ

આખી પ્રજામાં ન હતો, પણ માત્ર કેટલીક ઉચ્ચ કોમોમાંજ હતો એટલે ખળભળાટ થોડા વખતમાં શાંત થઈ ગયો અને સતીનો ચાલ બંધ થયો.

### ઠગનો નાશ

ઠગ લોકો મુસાફરોને આડે અવળે રસ્તે દોરવી ગળે એકદમ ફાંસો ઘાલી, મારી નાખી, લૂટી લેતા. તેઓ માત્ર પૈસા મેળવવા ખાતરજ એ કરતા એમ નહિ પણ ધાર્મિક ફરજ પણ સમજતા. બેન્ટીંકે એ લોકોનો ઠેરઠેર નાશ કરી લોકોને સુખી કર્યા.

### કેળવણી

કેળવણીમાં કરેલા સુધારાથી બેન્ટીંકનું નામ હમેશ માટે યાદ રહેશે. ૧૮૧૩ સુધી બ્રિટીશ રાજ્યકર્તાઓએ એ બાબતમાં કંઇ પણ કર્યું ન હતું. દર વર્ષે એક લાખ રૂપીઆ કેળવણી પાછળ ખર્ચવા એવો ડીરેકટરોએ ઠરાવ કર્યો. પણ બેન્ટીંકના વખતમાં લોર્ડ મેકોલેની સહાયતાથી સંસ્કૃત અને અરેબીક ભાષા શિખવવાને બદલે કોલેજો સ્થાપી પાશ્ચાત્ય ભાષા, સાહિત્ય અને વિજ્ઞાનનું જ્ઞાન આપવું, એવું ઠર્યું.

### કંપનીની સનદ, ૧૮૩૩

૧૮૧૩માં કંપનીને સનદ ૨૦ વર્ષની કરી આપી હતી. તેની મુદ્દત હવે પૂરી થવા આવી હતી. હિંદ સાથેનો કંપનીનો વેપાર હજુ એક હથ્થુ રહેવા દેવો કે કેમ તેની વાટાઘાટ ચાલતી હતી. આખરે ૧૮૩૩માં નવો પટો કરી આપવામાં આવ્યો જેની રૂએ ચીન સાથેનો વેપાર માત્ર કંપનીજ કરી શકે એવું જે અત્યાર સુધી હતું તે બંધ કરવામાં આવ્યું. કંપની હવે વેપારી મંડળી તરીકે બંધ પડી પણ રાજ્યઅમલ કરતી સંસ્થા તરીકે કાયમ રહી. અને ડીરેક્ટરોનું મંડળ હવે બોર્ડ ઓફ કન્ટ્રોલની હકુમત હેઠળ રાજ્ય કારભાર કરનાર મંડળ ગણાવા લાગ્યું. ગવર્નર જનરલની કાઉન્સીલના હવેથી ચાર સભ્યો થયા; અને તેમાંનો એક ધારાશાસ્ત્રી હોવો જોઇએ, જે હિંદુસ્થાનમાંનાં બ્રિટિશ સંસ્થાનને માટે ધારા ઘડતી વખતે હાજર રહી સલાહ આપે. ન્યાત જાત, ધર્મના

તફાવત વગર સનદી નોકરી હિંદીઓને માટે ખુલ્લી મૂકવામાં આવી. નૉર્થવેસ્ટર્ન પ્રાંતના રાજ્યકારભાર માટે આગ્રાનો ચોથો ઇલાકો કરવામાં આવ્યો અને સમગ્ર હિંદ માટે એક ધારાનું પુસ્તક બનાવી શકાય કે કેમ તેની તપાસ કરવા એક મંડળ નિમવામાં આવ્યું.

## વરાળયંત્રનો ઉપયોગ

બેન્ટીંકના વખતમાં ઈંગ્લાંડ અને હિંદ વચ્ચે પહેલી વાર આગબોટનો ઉપયોગ કરવામાં આવ્યો. પહેલી આગબોટ 'એન્ટર પ્રાઈઝ' કેપ ઓફ ગુડ હોપના રસ્તે થઇ ચાર મહિને કલકત્તે આવી. યુફ્રેટીસના માર્ગે ઇરાનના અખાતમાં થઇને જવાનો રસ્તો અજમાવી જોવામાં આવ્યો પણ તે સંતોષકારક લાગ્યો નહિ, જેથી આખરે સુએઝની સંયોગભૂમિ સુધી આગબોટ લઈ જઇ ત્યાંથી ભૂમધ્ય સમુદ્રના માર્ગે બીજી આગબોટથી વ્યવહાર ચલાવવો ઠીક લાગ્યો. અને ૧૮૩૦માં ઇંગ્લાંડથી ટપાલ ૬૪ દિવસમાં હિંદ આવી પહોંચવાથી ડીરેક્ટરોને હિંદી સરકારે અભિનંદન આપ્યું.

## બેન્ટીંકની રાજ્યનીતિનું અવલોકન

એના વખતમાં હિંદપર શાંતિ ફેલાઇ હતી અને જો કે કોઇ મહાન લડાઇ એના વખતમાં થઇ ન હતી, છતાં એના સુધારાઓએ એના રાજ્યકારભારને ઉચ્ચ કોટિમાં મૂક્યો છે.

એની ન્યાયપ્રિયતા, દેશીઓને ન્યાયખાતામાં જોખમદારીની નોકરી આપવામાં બતાવેલું ડહાપણ, એની કેળવણી પ્રત્યે સહાનુભૂતિ અને બંધ કરેલા સતીના રિવાજથી એનું નામ હંમેશને માટે હિંદ સાથે જોડાયલું રહેશે. તટસ્થવૃત્તિ હદ ઉપરાંત પાળવાનો એના ઉપર આક્ષેપ છે પણ એક રીતે દેશીરાજાઓને પોતાના પગ પર ઉભા રહી ડહાપણથી રાજ્ય કરવાને માટે ઉત્તેજન આપવા જેવુંજ એ હતું.

આવા અનેક સુધારાઓ કરી શરૂઆતમાં અળખામણો થઈ પડયો છતાં અંતે નામના પામી એણે વેલ્લોર વખતે ગયેલી કીર્તિ પાછી મેળવી હતી. એ ૧૮૩૫માં ગવર્નર જનરલના પદનો ત્યાગ કરી ઈંગ્લાંડ ચાલી ગયો.

**બાંધકામ**

એના વખતમાં ખેતીને ફાયદો કરે એવી નહેરો બાંધવામાં આવી. રસ્તાઓ સુધારવામાં આવ્યા. એક ધોરી રસ્તો કલકત્તેથી દિલ્હી અને ત્યાંથી લાહોર અને પેશાવર સુધી બાંધવામાં આવ્યો અને આગ્રાથી મુંબઈ સુધીનો બાંધવો શરૂ કર્યો હતો.

**રાજા રામમોહનરાય**

એજ અરસામાં એક બંગાળી સુધારક નામે રામમોહનરાય પ્રસિદ્ધિમાં આવ્યો. પોતાના દેશબંધુઓની દરેક રીતે ઉન્નતિ થાય એવા એણે રસ્તા લેવા માંડયા. દિલ્હીનો શહેનશાહ જે આ વખતે કંગાળ સ્થિતિ ભોગવતો હતો તેના તરફથી ઈંગ્લાંડ વકીલ તરીકે જઇ રામમોહનરાયે યોગ્ય બંદોબસ્ત તથા પેન્સનમાં વધારો કરાવવા માટે પ્રયત્ન કર્યો. અને એ મહાન સુધારક ૧૮૩૩માં બ્રીસ્ટલ આગળ મરણ પામ્યો.

**સર ચાર્લ્સ મેટ્કાફ, ૧૮૩૫ થી ૩૬**

વિલીઅમ બેન્ટીંક પછી ચાર્લ્સ મેટ્કાફ ગવર્નર જનરલ તરીકે નિમાયો. એ વખતે એ નૉર્થ વેસ્ટ ભાગનો ગવર્નર હતો. એની અત્યાર સુધીની કામગીરીથી એણે પોતાની લાયકાત પુરવાર કરી આપી હતી, પણ ઈંગ્લાંડના પ્રધાન મંડળનું એવું માનવું હતું કે હિંદનો ગવર્નર જનરલ તેનેજ બનાવવો કે જે યૂરોપની રાજનીતિથી વાકેફ હોય અને તેથી એ જોખમદારીની જગ્યા ઈંગ્લાંડથીજ નિમણુંક કરી ભરવી. આથી મેટ્કાફ હંગામી ગવર્નર જનરલ નીમાયો. અને માઉન્ટ સ્ટુઅર્ટ એલ્ફી-ન્સ્ટનને એ પદ આપવા માંડયું, પણ તેની નાદુરસ્ત તબિયતને લીધે તેણે ના પાડવાથી લોર્ડ હીટેસબરીને એ પદ આપવાનું નક્કી કર્યું પણ તે હિંદ આવવા ઉપડે તે પહેલાં ઈંગ્લાંડના પ્રધાન મંડળમાં ફેરફાર થવાથી તેને બદલે લોર્ડ ઑકલેન્ડને ગવર્નર જનરલ નીમવામાં આવ્યો.

**વર્તમાનપત્રની સ્વતંત્રતા**

હિંદમાં છાપાંઓ સામે તીવ્ર અંકુશ હતો. કોઇપણ છાપું ગવર્મેન્ટના સેક્રેટરીએ જોયું ન હોય અને પરવાનગી ન અપાઇ હોય ત્યાંસુધી

છાપી શકાતું નહિ. લોર્ડ મિન્ટોએ એ અંકુશ ૧૮૧૮માં કાઢી નાખ્યો હતો. પણ તેની સાથે એવા નિયમો ઘડવામાં આવ્યા કે કોઇપણ વર્તમાનપત્રનો અધિપતિ બોર્ડ ઓફ ડાયરેક્ટર્સ, સ્થાનિક સરકાર, કૌન્સીલના સભ્યો, સદર અદાલતના ન્યાયાધીશો, વગેરે કોઇ પણ સામે ટીકા કરી ન શકે. એવું પણ ન છાપી શકે કે જેથી લોકોમાં ક્ષોભ ઉત્પન્ન થાય. એ બધા અંકુશો મેટ્કાફે કાઢી નાખ્યા; અને છાપખાનાની છૂટ આપી. લોકો એથી ઘણા ખુશ થયા અને એના માનમાં મેટ્કાફ હૉલ નામનું મકાન બાંધ્યું.

લૉર્ડ ઑકલેન્ડે હિંદ આવતાં મેટ્કાફને કાં તો નોકરીમાંથી છૂટા થવાનું અથવા તો આગ્રા જે તે વખતે ઇલાકો ગણાતો બંધ થયો હતો તેના લેફ્ટેનન્ટ ગવર્નર થવાનું જણાવવામાં આવ્યું. મેટ્કાફે નોકરીમાંથી છૂટા થવાનું પસંદ કર્યું. પણ એ આશા રાખતો હતો કે કદાચ મદ્રાસની ગવર્નરની જગ્યા ખાલી પડવાનો સંભવ હતો તે તેને આપવામાં આવે, પણ એના છાપખાનાને લગતા પગલાથી ડીરેક્ટરો એના વિરુદ્ધ હતા અને તેથી એ જગ્યા ઉપર એનો હક પહોંચતો નથી એમ જણાવ્યું. હિંદને છાપખાનાની સ્વતંત્રતા આપનાર એ બાહોશ મુત્સદ્દી એથી પોતાના સ્વમાનને ખાતર રાજીનામું આપી ઈંગ્લાંડ ચાલ્યો ગયો; અને એના જતાંજ હિંદને એની ખોટ જણાઇ. વરસોથી એ અફઘાન લડાઈ વિરુદ્ધ ચેતવણી આપતો હતો અને ગવર્નર જનરલ પદ પર રહ્યો હોત તો એના પછી આવનારાઓએ જે મૂર્ખાઇ બતાવી અને અફઘાન લડાઇ વહોરી લઇ હિંદને સંકટમાં ઉતાર્યું તેમાંથી હિંદ એને લીધે બચત. પણ ચાલીસ વર્ષ જે કંપનીની એણે વફાદારીથી નોકરી કરી તેને એનું એકજ પગલું અને તે પણ હિંદને પોતાના પર પડતાં દુઃખો વ્યક્ત કરવાનું સાધન જે છાપખાનું તેને આપવામાં આવેલી છુટ, પસંદ ન પડયું અને એ એકજ કારણે એને હલકી પાયરીએ ઉતારી માનભંગ કરવાનો પ્રસંગ ઉભો કર્યો. પણ યોગાયોગ વિલક્ષણ હોય છે. એજ મેટ્કાફ એનાથી પણ સારી પદવી પામી નામના કરી ગયો.

(મેટ્કાફ ૧૮૩૯માં જમૈકાનો ગવર્નર અને ૧૮૪૨માં કેનેડાનો ગવર્નર જનરલ અને ઉમરાવ બન્યો. ૧૮૪૬માં એ નોકરીમાંથી ફારેગ થયો અને તેજ વર્ષે એ મરણ પામ્યો.)

# પ્રકરણ–૮ મું

## લૉર્ડ ઑકલૅંડ; ૧૮૩૬ થી ૧૮૪૨

### અફઘાનીસ્તાન–તેનો ઇતિહાસ–અને પરિસ્થિતિ

અફઘાનીસ્તાનનો પ્રદેશ બ્રિટિશ ટાપુઓના કરતાં કદમાં બેવડો છે. અને ઇરાની પ્રાંત ખોરાસાન અને બ્રિટિશ હિંદુસ્થાનના પંજાબ પ્રાંત વચ્ચે આવેલો છે. પંજાબ અને અફઘાનીસ્તાન વચ્ચે મોટા પર્વતો આવેલા છે. એ પર્વતોના અતિ વિકટ માર્ગો ઓળંગી મુહમ્મદ ગીઝની, મુહમ્મદ ઘોરી, તૈમુર, બાબર, નાદિરશાહ, વગેરેએ હિંદ પર આક્રમણ કર્યું હતું. સમુદ્રમાર્ગ સિવાય હિંદ પર આક્રમણ કરવાનો બીજો કોઇપણ માર્ગ હોય તો એજ માર્ગ છે.

આ સ્થિતિને લીધે જ્યારથી અંગ્રેજી રાજ્ય હિંદમાં સર્વોપરી સત્તા ભોગવતું થયું, ત્યારથી હિંદી સરકારનો એ પ્રાધાન્ય હેતુ છે કે અફઘાનીસ્તાન પર રાજ્યઅમલ ચલાવનાર હમેશાં બ્રિટિશ સરકારનો મિત્ર હોવો જોઇએ કે જેથી કોઇપણ શત્રુને હિંદપર આવતો અફઘાનો ખાળે અને હિંદ એ બાજુથી નચિંત રહે.

મુગલસત્તા વખતે એજ હેતુ અનુસરવામાં આવ્યો હતો અને તે એટલે દરજ્જે ફળીભૂત થયો હતો કે અફઘાનીસ્તાન મુગલસામ્રાજ્યના તાબાનો ભાગ ગણાતો હતો.

પરંતુ અફઘાનીસ્તાન ત્રણ પ્રાંતોનો બનેલો છે. એક કાબુલ અને તેના તાબાનો મુલક, બીજો હેરાત અને હારીરૂદ ખીણનો પ્રદેશ જે મુગલોના વખતમાં ઈરાનના તાબામાં હતો; અને ત્રીજો કંદહાર જે તકરારી મુલક હોઇ એકવાર એક સત્તા તો બીજી વાર બીજી સત્તાના રાજ્ય-વહિવટ નીચે આવતો.

મુગલોની સત્તા નબળી પડતાં કંદહાર વખતોવખત ઇરાનની સત્તા હેઠળ જતું હતું, પણ અઢારમી સદીની શરૂઆતમાં અફઘાનોએ ઈરાન પણ એકવાર હાથ કર્યું; આનો બદલો લેવાનેજ નાદિરશાહે કાબુલ અને હિંદ પર સવારી કરી. ૧૭૪૭માં નાદિરશાહનું ખૂન થતાં અહમદશાહ અબદલી અથવા દુરાની વંશના એક અફઘાન સરદારે અફઘાનીસ્તાન અને પંજાબપર એક બળવાન રાજ્ય સ્થાપ્યું.

હિંદુસ્તાનપર તેની વખતોવખત થએલી સવારી અને ૧૭૬૧માં એણે મરાઠાઓને આપેલી સખત હાર, એ બધાં કારણોને લીધે હિંદના ઇતિહાસમાં તેનું નામ અતિશય પ્રખ્યાતિને પામ્યું છે. એ પણ એવો બાહોશ રાજ્યકર્તા હતો કે અફઘાનીસ્તાનની તોફાની પ્રજાપર તેણે એવી સરસ રીતે અમલ બેસાડયો કે વાસ્તવિક રીતે અફઘાન લોકોને એક-પ્રજા એ બનાવી શકયો. એના પછી એનો પુત્ર તૈમુરશાહ ગાદીએ આવ્યો; પણ એના પછી એના એકવીસ પુત્રોની વચ્ચે ગાદી માટે તકરાર ઉભી થઇ અને લાંબા સમય સુધી અફઘાનીસ્તાનમાં અવ્યવસ્થા અને અંધાધુંધી વ્યાપી રહી. એ બધામાં એના ત્રણ પુત્રો ઝમાનશાહ, મહમદશાહ, અને શાહસુજા વખતોવખત થોડા વખતને માટે રાજ્ય મેળવવા ભાગ્યશાળી થતા પણ લાંબો વખત તેમનું રાજ્ય નભી શકતું નહિ. ઝમાનશાહ સત્તાધીશ થતાં તેણે લાહોરના રણજીતસિંહ સાથે ૧૭૯૭માં સલાહ કરી અને હિંદ પર કદાચ એ ચઢી આવે એવો ભય પણ તેને માટે હમેશાં રખાતો એટલો એ બળવાન બન્યો હતો. પણ થોડાજ વખતમાં ઝમાનશાહની સત્તાનો અંત આવ્યો અને તેનો ભાઇ શાહશુજા રાજ્યારૂઢ થયો.

લોર્ડ મિન્ટોએ શાહશુજા સાથે મૈત્રી બાંધવા માઉન્ટ સ્ટુઅર્ટ એલ્ફીન્સ્ટનને મોકલ્યો. અને તે શાહશુજાને પેશાવર આગળ મળ્યો. શુજાને અંગ્રેજો સાથે મિત્રતા જાળવી રાખવા તથા તેની સરહદ પર આવેલા પર્વતપરથી રશીઆ અને ફ્રેંચોને આવતાં અટકાવવા માટે માગણી કરવામાં આવી. વાટાઘાટ ચાલતી હતી તે દરમ્યાન શાહ-શુજાના ભાઇ મહમદશાહના પક્ષે બળવો ઉઠાવી શાહશુજાને નસાડયો. અને મહમદશાહ ગાદીપર આવ્યો. આ ગાદી મેળવવામાં મુખ્ય મદદ ફતેહખાન બારૂકઝીની હતી, પણ આગળ જતાં મહમદશાહને પોતાના એ વજીરની સત્તા વધારે પડતી લાગવાથી તેણે તેને કૃતઘ્ની થઇ મારી નખાવ્યો. આનું પરિણામ વિપરીત આવ્યું. ફતેહખાનના ભાઇઓ ઉશ્કેરાયા અને તેમાં દોસ્ત મહમદ જે સૌથી બાહોશ અને હિંમતવાન ભાઇ હતો, તેણે મહમદશાહને કાબુલની ગાદી પરથી ઉઠાડી ૧૮૨૬માં પોતે શાહ બન્યો. હેરાત મહમદ શાહના તાબામાં રહ્યું, જે તેના પછી તેના પુત્ર કામરાનને મળ્યું.

એ પ્રમાણે જ્યારે ઑકલેન્ડ ગવર્નર જનરલ હતો, તે વખતે દોસ્ત મહમદ અફઘાનીસ્તાન પર રાજ્ય ચલાવી રહ્યો હતો અને હેરાત મહમદશાહ અને તેના પછી તેના પુત્ર કામરાનની સત્તા નીચે હતું.

### રશિયા અને ઇરાન

રશિયાના મધ્ય એશિયામાં થતાં પગ પેસારાથી ઈરાન અને રશિયા વચ્ચે ચકમક ઝરી પણ થોડાજ વખતમાં બન્ને વચ્ચે મૈત્રી થઈ. ૧૮૩૪માં ઈરાનના શાહે હીરાતના કામરાનને પોતાના તાબામાં આવવા જણાવ્યું અને તેણે ના પાડતાં હીરાત ઉપર ચઢાઇ ૧૮૩૭માં કરી. આમાં રશિયાની ઇરાનને ઉશ્કેરણી હતી. આનો અર્થ એજ હતો કે હીરાત પછી અફઘાનીસ્તાન લેવું અને આ પ્રમાણે ઇરાનની મદદથી રશિયા પોતાની સત્તા આગળ વધારવાને ખટપટ કરે.

### રણજીતસિંહ અને દોસ્ત મહમદ સાથે સંધિની ખટપટ

મામલો આવું ગંભીરરૂપ લેતો જોઇ લોર્ડ ઑકલેન્ડને અને ઇંગ્લાંડમાં પ્રધાનમંડળને રણજીતસિંહને પોતાના પક્ષમાં લેવાનો વિચાર સ્ફૂર્યો.

રણુજીતસિંહની મદદ વગર એના રાજ્યમાંથી લડાઇના મોખરાપર લશ્કર લઈ જવું તદ્દન અશક્ય હતું. અને લડાઈ થવાની એ તો નિર્વિવાદ હતું. ઇરાનમાં શું ચાલી રહ્યું હતું તેની ખબર અંગ્રેજ એલચી મેકનેઇલ તરફથી મળી જતી હતી. અને તે ઉપરથી અંગ્રેજ પ્રધાનમંડળે રશિયાના ઝારને એ સંબંધી લખી જણાવ્યું હતું. ઝારે પોતાના પ્રતિનિધિને પાછો બોલાવી લીધો પણ જવાબ એવો મોકલી આપ્યો કે જેથી લડાઈના નગારાં થોડાજ વખતમાં વાગ્યા સિવાય રહે નહિ.

રણુજીતસિંહને દોસ્ત મહમદ જેવા પોતાના કટ્ટા હરીફના હાથમાં અફ્ઘાનીસ્તાન બળવાન બને એ પસંદ ન હતું. અને દોસ્ત મહમદને અને રણુજીતસિંહને પેશાવરની ખીણુ પોતપોતાને હસ્તક જોઇતી હતી.

ઇરાનીઓએ હીરાત જીતી લીધા પછી કંદહારમાં બારૂકઝી સરદાર સાથે તહ કરવા વકીલ મોકલ્યો અને તેજ વખતે દોસ્ત મહમદ પાસે પણુ રશિયા તરફથી ઝારનો પત્ર લઈ એક અમલદાર આવ્યો. અંગ્રેજ એલચી બર્ન્સે કંદહારના શાહ પાસે ઇરાની વકીલને પાછો કઢાવ્યો.

દોસ્ત મહમદે પણુ અંગ્રેજો તેને મદદ કરવા કબુલ હોય તો તેનોજ જવાબ રશિયાના અમલદારને આપવા પોતાની ઇચ્છા બતાવી. પણુ રણુજીતસિંહ પાસેથી પેશાવર લઈ દોસ્ત મહમદને આપવાનું કબુલવું એ બાવાનું કામ ન હતું. અને તેથી ઑકલેન્ડે પેશાવરની આશા ન રાખવાનો સંદેશો દોસ્ત મહમદને કહેવડાવ્યો. લોર્ડ ઑકલેન્ડ પણુ અફ્ઘાન વિગ્રહની વિરુદ્ધમાં હતો અને ઘણી વાટાઘાટ પછી દોસ્ત મહમદે ઑકલેન્ડની બધી શરતો કબુલ રાખી, સિવાય કે અફ્ઘાન પ્રજાને સંતોષવાને પેશાવરમાંથી શીખ લશ્કરને બોલાવી લેવું અને લાહોરના રણુજીતસિંહના અમલ હેઠળ કામ કરે એવો એક અફ્ઘાન સૂબો દેખરેખ રાખવા નીમવો. રણુજીતસિંહ પાસે માત્ર હવે મક્કમ રહી ઉપલી શરત સ્વીકારવાની ફરજ પાડવાનું બાકી હતું.

દરમ્યાન દોસ્ત મહમદ તથા તેના સલાહકારો તદ્દન સ્વતંત્ર ન હતા એ ધ્યાનમાં રાખવું જોઇએ; અને હીરાતના ઘેરાથી દોસ્ત મહમદ વિશેષ ગભરાવા લાગ્યો. કારણ કે ઇરાની લસ્કર કદાચ તે શહેરનો કબજો લઈ કંદહાર પર ચઢી આવે. આથી દોસ્ત મહમદે ફરીઆદ કરી કે અંગ્રેજો મને છોડી દે છે તેથી તેમના ઉપર વિશ્વાસે રહેવામાં સાર નથી. અને તેથી રશિયન એલચી તરફ તેણે વલણ બતાવવા માંડયું. આથી અંગ્રેજ વકીલ બર્નસ દોસ્ત મહમદ સાથે છેલ્લી મુલાકાત લઇ હુકમ પ્રમાણે પાછો ફર્યો.

### અફઘાન વિગ્રહ

લૉર્ડ ઑકલેન્ડે શાહ શુજાનો પક્ષ લઇ તેને ગાદી આપવાનો તથા દોસ્ત મહમદને પદભ્રષ્ટ કરવાનો વિચાર નક્કી કર્યો અને તે પ્રમાણે ઈંગ્લાંડ લખી પણ જણાવ્યું. ગવર્નર જનરલના ધારવા પ્રમાણે અફઘાન ગાદી પર શાહ શુજાનો હક્ક વધારે પહોંચતો હતો એમ હતું. જો કે વાસ્તવિક રીતે જોતાં તો દોસ્ત મહમદ કરતાં એનો હક્ક અફઘાન પ્રજા વધારે ગણતી ન હતી. દોસ્ત મહમદ બહાદુર, ભોળો અને બાહોશ રાજ્યકર્તા હતો; અને શાહ શુજા તો ભર જુવાનીમાંજ પદભ્રષ્ટ થયલો હોવાથી અને તે વખતે તેની ઉંમર ૬૦ વર્ષની હોવાથી અફઘાન પ્રજાનો પ્રેમ દોસ્ત મહમદ પર વિશેષ હતો. શા કારણથી શાહ શુજાને ગાદી અપાવવાનો ગવર્નર જનરલે વિચાર કર્યો તે સમજાતું નથી, સિવાય કે લાહોરના મહારાજાને સંતોષવા એમ ઠરાવવામાં આવ્યું હોય. ગમે તે કારણથી શાહ શુજા, અંગ્રેજ અને રણજીતસિંહ વચ્ચે સલાહ થઈ; અને અંગ્રેજ લશ્કરે હીરાતનો ઘેરો ઉઠાવી પાછી ઇરાન તરફ કૂચ કરી. અને હિંદ પર ધારવામાં આવતું સંકટ દૂર થયું. એમ છતાં લસ્કરને પાછું ન બોલાવતાં શાહ શુજાને ગાદી અપાવવાના ઇરાદાથી કાબુલ તરફ વધવા દેવામાં આવ્યું.

એ દરમ્યાન પંજાબનો સિંહ રણજીત મરણ પામ્યો; અને એના પછી શીખ લશ્કરમાં અવ્યવસ્થા ફેલાઇ ગઇ. અંગ્રેજ લશ્કર જોનકીસેનની સરદારી નીચે કંદહાર તરફ વળ્યું અને ત્યાં શાહ શુજાને ગાદીપર

બેસાડવાની ક્રિયા કરવામાં આવી. ત્યાંથી ગઝની જઈ તે મજબુત કિલ્લાનો દરવાજો દારૂગોળાથી ઉડાવી દેવામાં આવ્યો અને ત્યાંથી કાબુલ જઈ શહેરમાં દાખલ થયા. દોસ્ત મહમદ રશીઆની મદદ મેળવવાની આશાથી ઉત્તર અફઘાનીસ્તાન તરફ નાસી છૂટયો; અને અંગ્રેજોનું હાથમાં લીધેલું કામ પાર પડયું. શાહ શુજા અફઘાનીસ્તાનનો અમીર થયો. અને થોડુંક લશ્કર શાહ શુજાને મદદ કરવા રાખી બીજું બધું હિંદ પાછું ફર્યું. ૧૮૪૦માં દોસ્ત મહમદ અંગ્રેજોને શરણે આવ્યો.

આ બનાવ પછી લગભગ એક વર્ષ સુધી અફઘાનીસ્તાનમાં શાંતિ જળવાઈ; પણ ૧૮૪૧માં આખી અફઘાન પ્રજા હિંદી લશ્કરની સામે થઇ અને એને એવું તો ઘેરી લીધું કે માનહાનિ થાય એવી શરતો હિંદી લશ્કરે સ્વીકારી સહીસલામત પાછા ફરવા દેવાનું માગી લીધું. મુખ્ય બંડ ઉઠાવનાર દોસ્ત મહમદનો પુત્ર અકબરખાન હતો; અને તેણે વિશ્વાસઘાત ને દુષ્ટતા બતાવી સર વિલીઅમ મેકનૅાટનને વીંધી નાખ્યો. હિંદી લશ્કર હજુ તો ઘણું દૂર ન ગયું હતું એટલામાં અફઘાનોએ પોતાનું વચન તોડી તેમના પર હુમલો કર્યો. ખીણની ઉપરથી પાછા ફરતા લશ્કરપર હુમલો કરી અફઘાનોએ હિંદી લશ્કરનો કચ્ચરઘાણ કાઢી નાખ્યો. અને ભૂખમરાથી, ઠંડીથી, ઉપરના મારાથી જેમ તેમ પાછા હઠતા સૈનિકો પૈકી માત્ર થોડાંક અંગ્રેજ સ્ત્રી પુરૂષો જે અકબરખાનને શરણે જઈ કેદી થયા હતા તે બચ્યા તથા એક અંગ્રેજ ડાકટર નામે બ્રાયડન જલાલાબાદ સુધી સહીસલામત જેમ તેમ જીવ બચાવી આવ્યો, તે સિવાય હિંદી લશ્કર જે લગભગ ૪૦૦૦નું હતું તે બધું નાશ પામ્યું.

આ સમાચાર આવતાં બ્રિટિશ હિંદમાં ઠેકઠેકાણે નિરાશા છવાઈ રહી. અને આકલેન્ડના રાજ્યઅમલપર કાળાં વાદળાં ફરી વળ્યાં. એ ઘણો બાહોશ માણસ હતો અને અફઘાન વિગ્રહ શરૂ થયો તે પહેલાં એણે નાણાં પ્રકરણમાં ઘણોજ સુધારો કર્યો હતો. પણ અફઘાન વિગ્રહના આવા ભયાનક પરિણામથી એની કારકીર્દી વખોડાઇ અને ૧૮૪૨ માં એ ગવર્નર જનરલનું પદ છોડી ઈંગ્લાંડ ઉપડી ગયો.

## લૉર્ડ એલન્બરો ૧૮૪૨ થી ૧૮૪૪

લાર્ડ એલન્બરો ૧૮૪૨ માં લૉર્ડ ઑકલેન્ડ પછી ગવર્નર-જનરલ પદપર આવ્યો તે વખતે ગઝની અફ્ઘાનોના હાથમાં ગયું હતું, પણ જલાલાબાદ આગળ સર રૉબર્ટસેલ શૌર્યથી અફ્ઘાનો સામે ટક્કર ઝીલી રહ્યો હતો. રૉબર્ટસેલ અને તેનું નાનું પણ પરાક્રમી સૈન્ય અસંખ્ય દુશ્મનો સામે પડું પડું થઈ રહેલા જલાલાબાદના કિલ્લાને ટકાવી રહ્યાં હતાં, તેમના ઉપર વિપત્તિઓ પણ અનેક જાતની આવતી હતી. બચાવ માટે ઉભો કરેલો કોટ ધરતીકંપના આચકાથી જમીન-દોસ્ત થયો પણ હિંમત ન હારતાં તે પરાક્રમી સૈન્ય પોતાના શૂરવીર સેનાપતિની સાથે રહી જલદીથી સમારકામ કરી બચાવનાં સાધનો અમલમાં મૂકવા લાગ્યું એટલુંજ નહિ પણ તેણે દુશ્મન ઉપર બહાદુરીથી વખતો વખત હુમલો કરી અકબરખાન અને તેના અસંખ્ય લશ્કરને હરાવી તેની છાવણીને બાળી નાંખી. લૉર્ડ એલન્બરોએ અફ્ઘાનો ઉપર અંગ્રેજો તરફ બતાવેલા વિશ્વાસઘાત અને શત્રુવટપણા માટે વેર લેવાનો નિશ્ચય કર્યો અને અંગ્રેજ લશ્કરનું જે નુકશાન થયું હતું તે પાછું સ્થાપ-વાને માટે જનરલ પોલોકને એક લશ્કરની સરદારી આપી રવાના કરવામાં આવ્યો. આ છેલ્લા અફ્ઘાન બંડથી એટલું તો જણાઈ આવ્યું કે શાહશુજા કરતા દોસ્તમહમદ અફ્ઘાનોને અતિપ્રિય હતો. એને સજા કરી અંગ્રેજી સૈન્યનું અપમાન થયું હતું તે બદલ વેર લેવા સિવાય, જેને તેઓ અમીર નીમે તેને હવેથી કોઇપણ જાતની દખલગીરી ન કરવી એવું નકકી કર્યું.

રોબર્ટસેલની માફક જનરલ નોટ પણ કંદહાર આગળ શત્રુથી બચાવ કરી રહ્યો હતો અને ઉનાળો બેસે ત્યાં સુધી એ બન્ને શૂરવીર સેનાનાયકો પોતપોતાનાં મથકો બાહોશીથી વિપત્તિઓને અને દુશ્મનના હુમલાઓને ન ગણકારતાં બચાવી રહ્યા હતા. ઉનાળો શરૂ થતાંજ બરફ પીગળવા લાગ્યો અને જનરલ પોલોક માટે અંગ્રેજ અને હિંદી સૈન્ય

લઈ જઈ કાબુલ તરફ કૂચ કરવાનું હવે સુલભ થઈ પડયું. જનરલ પોલોક અંગ્રેજ અને હિંદી સૈન્ય લઈ ખૈબરઘાટને રસ્તે કૂચ કરવા લાગ્યો અને થોડાજ વખતમાં જલાલાબાદના આ પ્રખ્યાત સૈન્યને દુશ્મનના પંજામાંથી મુક્ત કરી કાબુલ તરફ ધસ્યો. એજ વખતે બોલનઘાટને રસ્તે જનરલ નોટને મદદ કરવા બીજુ લશ્કર હિંદમાંથી કંદહાર તરફ રવાના થયું.

જનરલ પોલોક અફઘાનોને મારી હઠાવી કાબુલમાં છાવણી નાખી પડયો હતો; અને થોડાજ વખતમાં કંદહારથી નીકળેલો જનરલ નોટ પણ તેને કાબુલ આગળ આવી મળ્યો.

જનરલ પોલોક આવે છે એ સમાચાર અકબરખાનને પડતાંજ તેણે અંગ્રેજ બંદીવાનોને દેશના અંદરના ભાગમાં રવાના કર્યા પણ જે અફઘાન સરદારના તાબામાં તેમને સોપવામાં આવ્યા હતા તેણે લાંચ લઈ તેમને છોડી દીધા. અને કાબુલ પાછા ફરતાં તેમને વાટમાં સર રિચમંડ શેક્સપીઅર અને તેના વીણી કઢેલા સવારો સાથે ભેટો થયો અને એ પ્રમાણે તેઓ સહિસલામત અંગ્રેજ છાવણીમાં આવી પહોચ્યા.

હવે વિશેષ કરવાનું કિંચિતજ બાકી હતું. અંગ્રેજોની થયેલી માનહાનિ ધોવાઈ ગઈ; અંગ્રેજ કેદીઓનો છુટકો થયો; તેથી અફઘાનોને, થએલા નુકશાન માટે શિક્ષા કરી અપકીર્તિ ન થતાં સઘળા સૈન્યને પાછું બોલાવી લેવું અને અમીર નીમવામાં માંહોમાંહે અફઘાનો ફોડી લે પણ એમાં હાથ ન ઘાલવાનું નક્કી કર્યું અને એ પ્રમાણે અંગ્રેજ સૈન્ય વિજયનો વાવટો ફરકાવી પાછું હિંદ ફર્યું.

## સિંધના અમીરો

અફઘાનીસ્તાનની લડાઈ પૂરી થતાં બીજી લડાઈ ઉભી થઈ. સિંધના અમીરોએ કાબુલ જતાં અંગ્રેજ સૈન્યને અટકાવવા પ્રયત્ન કર્યો પણ ફાવ્યા નહિ. સિંધને માર્ગે લશ્કર ગયું તેથી અમીરો દુભવાયા અને જ્યારે કાબુલમાં અંગ્રેજોપર આપત્તિ આવી પડી ત્યારે તેમણે

બળવો ઉઠાવવા હથિયારબંધ માણસો એકઠા કર્યા એટલુંજ નહિ પણ અંગ્રેજોના શત્રુઓપર મદદ માટે કાગળો લખ્યા પરંતુ અંગ્રેજસેનાનાયકો પોલોક અને નોટ જય મેળવી આગળ વધે છે એ સમાચાર મળતાં અમીરો હિંમત ચલાવી શક્યા નહિ સિંધમાં આ વખતે એક સૈન્ય રાખવામાં આવ્યું હતું અને તેનો સેનાધિપતિ સર ચાર્લ્સ નેપિયરને નીમવામાં આવ્યો. આ સૈન્યનું ખર્ચ અમીરો પાસે લેવાને તથા તેમની ઇચ્છા નહિ છતાં હૈદરાબાદમાં રહેવાને એક અધિકારી નીમ્યો હતો. આથી અમીર સરદારોનું સંપૂર્ણ સ્વતંત્રપણું ગયું હતું અને તેઓને હિંદુસ્તાનનાં બીજા પરતંત્ર રાજાઓ પ્રમાણે પરાધીન કરી દીધા હતાં.

અફઘાન વિગ્રહ વખતે અમીરોએ જે વર્તણુક બતાવી તેથી અંગ્રેજોનો વિશ્વાસ ઉઠી ગયો. ગવર્નર જનરલે અમીરો સાથે નવી સંધિ કરવાનો ખરડો લખી મોકલ્યો. આ ખરડા પ્રમાણે ખંડણીને બદલે કેટલોક મુલક આપવાનો હતો, અંગ્રેજ આગબોટને બળતણ પુરું પાડવાનું હતું, અને સિક્કા પાડવાનો હક મૂકી દેવાનો હતો. આ કરાર અમીરોને પસંદ તો પડયા નહિ પણ મેજર ઔટ્રામ જે આ વખતે કમીશનર હતો તેણે અમીરોને સમજાવી સંધિ પત્ર ઉપર સહી કરાવી.

પરંતુ અમીરોના ખીજચાટનો પાર ન હતો. સંધિપર સહી થઈ કે બીજેજ દિવસે તેઓએ કમીશનરના બંગલા ઉપર ઘેરો ઘાલ્યો. પરંતુ અંગ્રેજ કમીશનરે ટક્કર ઝીલી વ્યવસ્થાપૂર્વક અંગ્રેજ વહાણ ઉપર પોતાના માણસોને ચઢાવી દીધા.

સર ચાર્લ્સ નેપીઅર પોતાનું સૈન્ય લઈ બે દિવસમાં હૈદરાબાદની પાસે મીઆની ગામ છે ત્યાં આવી પહોચ્યો. અમીરનું સૈન્ય ઘણું મોટું તથા સુરક્ષિત સ્થળે ગોઠવાયું હતું. અંગ્રેજ સૈન્ય સંખ્યામાં અતિ નાનું હતું પરંતુ જોખમ ખેડવાથી ડરે એવું નહોતું.

દારૂણ યુદ્ધ મચ્યું પણ આખરે અંગ્રેજોની સેના આગળ બળવાખોરોનું કંઇ ચાલ્યું નહિ. અમીરોએ પોતાના હથિયાર અંગ્રેજ સેના-

ધિપતિને સ્વાધીન કર્યાં અને હૈદરાબાદ તાબે થયું. બીજા અમીરો હૈદરાબાદ ઉપર ચઢી આવતા હતા પણ આખરે તેમનો પરાભવ થયો અને સિંધદેશ અંગ્રેજોને સ્વાધીન કરવામાં આવ્યો. સર ચાર્લ્સ નેપીઅરને કમીશનર ઠરાવ્યો. અને ધીમે ધીમે દેશ આબાદ બનતો જઈ પણ વેપારની વૃદ્ધિ થઈ.

**ગ્વાલીઅર**

૧૮૨૭માં દોલતરાવ સિંધીઆ મરણ પામતાં તેના સગામાંથી એક પુરુષ ગ્વાલીઅરનો રાજા થયો પણ તે ૧૮૪૩માં મરણ પામ્યો. અને પાછળ પુત્ર મૂકયો નહતો; તેની વિધવા રાણીએ પોતાના સ્વામીની ઇચ્છા મુજબ એકને દત્તક લીધો. આ દત્તક પુત્ર આઠ વર્ષનો હોવાથી મામાસાહેબ નામના એક ઉમરાવે રેસીડન્ટની સલાહ પ્રમાણે રાજ્યનો કારભાર ચલાવવો એમ ઠરાવ થયો. પરંતુ અનેક ખટપટોને લીધે મામાસાહેબને કારભાર છોડી ચાલ્યા જવું પડયું અને સરત પ્રમાણે અંગ્રેજ રેસીડન્ટની સલાહ સિવાય દાદા ખાસજીવાળાને કારભારી નીમવામાં આવ્યો. આથી ગવર્નર જનરલે ગ્વાલીઅરમાંથી છાવણી ઉઠાવી લીધી અને એ પ્રમાણે પોતાનો રોષ જાહેર કર્યો.

મરાઠી સૈન્ય પુષ્કળ હોઇ બળવાન હતું. તે નિરંકુશ બન્યું હતું અને લડવાને માટે તલપી રહેલું હતું. ગવર્નર જનરલે એક લશ્કર બંદોબસ્ત માટે મોકલ્યું અને પોતે જાતે તે લશ્કર સાથે ગ્વાલીઅર ગયો.

મરાઠા સરદારોએ અંગ્રેજોને આગળ ન વધવાને વિનંતિ કરી કે જેથી મરાઠા સૈન્ય ઉશ્કેરાઈ લડવા તૈયાર થાય નહિ. દાદાખાસજીવાળાને અંગ્રેજોને સોંપી દીધો. ગવર્નર જનરલે મહારાજાને મળવા દિવસ ઠરાવ્યો. પણ તે આવ્યો નહિ તેથી અંગ્રેજ સૈન્ય આગળ વધ્યું અને મરાઠા સૈન્ય સજ્જ ઉભું હતું. લડાઈ ભયંકર ચાલી અને આખરે મરાઠા સૈન્યનો પરાભવ થયો; મહારાણી શરણે આવી ને એવું ઠર્યું કે મહારાજા ઉમ્મર લાયક થાય ત્યાં સુધી ગ્વાલીઅરનો કારભાર એક પંચ ચલાવે અને રેસીડન્ટની

ઇચ્છા પ્રમાણે વર્તવું; મરાઠા સૈન્ય ઓછું કરવું; અંગ્રેજ સૈન્ય ગ્વાલીઅરમાં રાખવું અને તેનો ખર્ચ ગ્વાલીઅર દરબારે આપવો; મહારાણીની બધી સત્તા લઇ લેવી ને તેની પદવીને છાજે એવી રકમ આપવી.

મહારાજાએ ઠરાવ ઉપર સહી કરી અને આ પ્રમાણે ગ્વાલીઅરમાં સ્વસ્થતા સ્થાપન કરી. પરંતુ ગ્વાલીઅર અને સિંધમાં ભરેલ પગલાંથી કંપનીની ડાયરેકટરોએ એવી કલ્પના કરી કે ગવર્નર જનરલે જાણી જોઇને લડાઈ હોરી લીધી છે. આ કૃત્ય તેમને પસંદ ન પડવાથી ગવર્નર જનરલને બોલાવી લીધો.

લૅર્ડ એલન્બરોની પ્રતિષ્ઠાને હાની પહોંચી; પરંતુ તેણે લઢાઇમાં જય મેળવી બંડખોર સંસ્થાનમાં અંગ્રેજ સત્તા સ્થાપી હિંદને સ્વસ્થપણાનું સુખ આપ્યું. અફ્ઘાન લડાઇમાં અંગ્રેજોની આબરૂ સાચવી અંગ્રેજ કેદીઓનો છુટકારો કર્યો એ વાત વિસરાય એવી નથી.

## સર હેન્રી હાર્ડિંજ; ૧૮૪૪ થી–૧૮૪૭

સર હેન્રી હાર્ડિંજનું વલણ હિંદમા વઢવાઢ ન કરતાં સ્વસ્થતા રહે એમ કરવું એવું હતું. પરંતુ તેના વિચારોને અમલમાં મૂકાય તે પહેલાં તો લડાઇમાં ઉતરવાનો પ્રસંગ ઉભો થયો. એક નવા વૈરી અંગ્રેજ મુલકપર ચઢી આવવા લાગ્યા અને તેમને મારી હઠાવવાની જરૂર પડી.

## પંજાબના શીખો

આ નવા વૈરી શીખ હતા. શીખ લોકોનો પંથ ૧૬માં સૈકામાં શરૂ થયો. નાનક એ પંથનો પ્રથમ ગુરુ હતો. એણે હિંદુ તથા મુસલમાની ધર્મમાંથી તત્ત્વ લઈ નવા સિદ્ધાંત બનાવી શીખ ધર્મ સ્થાપન કર્યો. ઔરંગઝેબ શીખ લોકોને અત્યંત કનડવા લાગ્યો તેથી શીખ લોકોએ ગુરુ ગોવિંદને પોતાનો સરદાર બનાવી ધાર્મિક તેમજ લઢાયકવૃત્તિ દાખલ કરી. મુગલોની પડતી વખતે તેમણે પુષ્કળ મુલક સંપાદન કર્યો. રણજીતસિંહના રાજ્ય અમલમાં શીખો અધિક પ્રબળ થયાં. રણજીતસિંહે યુરોપીઅન અમલદારોને નીમી લશ્કરને યોગ્ય તાલીમ આપી યુદ્ધકળામાં કુશળ

બનાવ્યા. રણજીતસિંહ સાથે અંગ્રેજોને મિત્રતા હતી પણ તે ૧૮૩૮માં મૃત્યુ પામ્યો ત્યારે અફઘાન લડાઇ ચાલુ હતી. તેના મરણબાદ દેશમાં અંધાધુંધી થઇ રહી અને રાજ્યની લગામ સૈનીકોના હાથમાં હતી.

૧૮૪૫માં રાજ્યનો કારભાર બાળમહારાજા દુલિપસિંહવતી તેની માતુશ્રી ચલાવતી હતી. તેણે પોતાના ભાઇને પ્રધાન નીમ્યો પણ પાછળથી બખેડો ઉઠયો તેમાં તે મરાયો અને ગુલાબસિંહ નામનો એક મોટો સરદાર બધો કારભાર ચલાવવા લાગ્યો.

શીખ લોકો આ વખતે લડવાને અધીરા બન્યા હતા અને અંગ્રેજ તાબાના મુલકપર ચઢાઇ કરવાનો ઈરાદો રાખવા લાગ્યા. આવા નિરંકુશ સૈન્યને છૂટું પાડવાને રાણીએ લુંટફાટ કરવાને સંમતિ આપી.

શીખ લોકોની ચળવળે ગવર્નર જનરલને શંકાશીલ બનાવ્યો તેથી તેણે સરહદપર સૈન્યનો વધારો કર્યો. કોઇપણ પ્રકારનાં કારણ સિવાય શીખ સૈન્યે સતલજ ઓળંગી ફીરોજપુરથી આશરે પાંચ સાત ગાઉને છેટે ફીરોજશાહ ગામમાં છાવણી નાખી.

સર હ્યુ ગફના હાથ નીચે જે અંગ્રેજી સૈન્ય અંબાલામાં હતું તેને લુધીઆનામાં જઈ અંગ્રેજ સૈન્યને મદદ કરવાનો હુકમ થયો ખુનખાર લડાઇ પછી શીખો હાર્યા અને જય અંગ્રેજોને મળ્યો.

અત્યાર સુધી અંગ્રેજોના મનમાં શીખ લોકો કંઇ હિસાબમાં ન હતા પણ આ પ્રથમ યુદ્ધમાં તેમની ખાત્રી થઇ કે યુદ્ધમાં શીખ લોકો સાથે લડવું એ સાધારણ ન હતું. અંગ્રેજોના ઘણા માણસો માર્યા ગયા અને જલાલબાદનો પ્રખ્યાત સર રોબર્ટ સેલ પણ આ યુદ્ધમાં માર્યો ગયો.

ફીરોજશાહમાં મોરચા બાંધી શીખ સૈન્ય પડયું અને અંગ્રેજ સૈન્ય હુમલો કરવા આગળ વધ્યું. લડાઈ અતિશય જોરમાં ચાલી અને બન્ને તરફના ઘણા માણસો કપાઈ મુઆ. અંગ્રેજ લોકોને નામનોજ વિજય મળ્યો હતો. પણ શત્રુને છાવણીમાંથી મારી હઠાવવા જેટલી જીત મળી ન હતી. અંગ્રેજ સૈન્ય તદ્દન થાકી ગયું હતું પણ ગવર્નર જનરલ

અને કમાન્ડર ઇન ચીફને પોતાને પણ આવી વિપત્તિઓ ભોગવવી પડતી જોઈ, તેઓએ ધીરજ ખોઇ નહિ. ગવર્નર જનરલ જાતે એક અમલદાર તરીકે સર હ્યુ ગફની સરદારી નીચે રહી લડતો હતો. અંગ્રેજ તોપખાનાના મારા આગળ શીખોને પાછું હઠવું પડયું ને સતલજ નદી ઓળંગી પાછા જવું પડયું.

લડાઇમાં જીત મળવા છતાં બીજી મદદ આવે ત્યાં સુધી અંગ્રેજ સૈન્ય લાહોર જવા વિલંબ લગાડતું હતું. આ વિલંબ તે અંગ્રેજોની બીકને લીધે હતો એવુ શીખ લોકોએ ધાર્યું અને તેથી સતલજ ઓળંગી અંગ્રેજ મુલકમાં તેઓ પાછા દાખલ થયાં. લુધીઆનાપર હુમલાની ધાસ્તી જણાતાં સર હૅરી સ્મિથને રવાના કર્યો. નાની નાની ઝપાઝપી થઇ અને અવારનવાર એક યા બીજા પક્ષને જય મળતો પણ તેનું મહત્ત્વ વિશેશ ન હતું.

સર હૅરી સ્મિથ લુધીઆનાથી નીકળી આલીવાલ જ્યાં શત્રુઓ છાવણી નાખી પડયા હતા ત્યાં જવા નીકળ્યો. સખત ઝપાઝપી પછી આલીવાલ અંગ્રેજોના હાથમાં આવ્યું. શીખ લોકોને સતલજ નદીપાર મારી હઠાવ્યા. સોબ્રાઓન આગળ તેઓએ પોતાનું થાણું મજબુત બનાવ્યું. શીખ લોકો બહાદુરીથી લડયા અને અંગ્રેજ તોપો પોતાને હસ્તગત કરી; પણ આખરે હાર્યા; ઘણા શીખો નદી ઉતરતાં માર્યા ગયા અને આ પ્રમાણે અંગ્રેજી મુલક જીતવાની બડાઈ મારતા શીખ લોકો પરાભવ પામી નાઠા.

શીખ સૈન્ય હારતાં અંગ્રેજ સૈન્ય સતલજ ઓળંગી આગળ વધ્યું પણ એટલામાં મહારાણી તરફથી સલાહનો સંદેશો લઇ ગુલાબસિંહ ગવર્નર જનરલને મળ્યો. અંગ્રેજોએ આગળ વધવું નહિ એવી ગુલાબ-સિંહે માગણી કરી પણ ગવર્નર જનરલે તે ન ગણુકારતાં આગળ વધવાનો ઠરાવ કર્યો. મહારાજા પોતે ગવર્નર જનરલને મળવા આવ્યો તેને યોગ્ય માનમરતબો આપવામાં આવ્યો અને માનપાનથી રાજ્યધાનીમાં પાછો મોકલ્યો.

છેવટે મહારાજા સાથે સંધિ થઇ. લડાઇના ખર્ચ બદલ મોટી રકમ અંગ્રેજોને મળી. બિયાસ તથા સતલજ વચ્ચેનો ત્રીકોણાકાર પ્રદેશ અંગ્રેજોને સ્વાધીન કરવામાં આવ્યો. ગુલાબસિંહે આ સંધિ કરવામાં નિષ્પક્ષપાતપણે ભાગ લીધેલો હોવાથી તેને પણ અંગ્રેજોએ કેટલોક પ્રદેશ આપ્યો.

આ પ્રમાણે શીખ લોકોની હાર થઇ. અંગ્રેજોને મારી હઠાવવાના પ્રયાસમાં નિષ્ફળતા મળી કલકત્તે જઇ પરદેશી પ્રજાને હાંકી કાઢવાની મિથ્યા કલ્પના તેમણે કરી; પણ નશિબે યારી આપી નહિ. આટલી સખત હાર મળવા છતાં તેમનો મદ ઉતર્યો ન હતો અને તેથી તેમને વશ કરવા બીજી લઢાઇ લઢવાની જરૂર પડી.

લૉર્ડ હાર્ડિંજના રાજ્ય કારભારમાં આ લઢાઈ સિવાયનાં વર્ષો પ્રજાને આબાદ બનાવવામાં અને નિવૃત્તિમાં પસાર થયાં.

# પ્રકરણ ૧૨ મું

## લૉર્ડ ડલહૌઝી; ૧૮૪૮ થી ૧૮૫૬

કેટલાક ઇતિહાસકારો લૉર્ડવેલેસ્લીને હિંદના રાજકારણમાં આદર્શ પુરુષ ગણી લૉર્ડ ડલહૌઝીને માત્ર વેલેસ્લીના મતના અનુયાયીઓમાં અગ્રગણ્ય ગણે છે. પણ વાસ્તવિક રીતે જોતાં જે યશ આ રાજકારણી પુરુષોને મળ્યો તેના ખરા ઉત્પાદક બીજા હોય યશનીમાળા માત્ર એમને પ્રાપ્ત થઈ.

આ ન્યાયે જ્યારે ડલહૌઝી હિંદમાં બ્રિટીશ રાજ્ય હદને વધારી પૂર્વમાં ચીનના સામ્રાજ્ય સુધી તથા ઉત્તરમાં રશિયા સુધી લંબાવી બ્રિટીશ રાજ્યને અનેક સંસ્થાનો જોડી, વધારી બ્રિટીશ સલ્તનતનું ભાવિ

નકકી કર્યું એવું કહેવાય છે ત્યારે વાસ્તવિક રીતે જોતાં તો એના અગાઉ થઇ ગયેલા ગવર્નર જનરલ જેવાંકે હૅસ્ટીંગ્સ, આમહર્સ્ટ, ઓકલૅન્ડ વિગેરે એ ઉપસ્થિત કરેલાં વિગ્રહો વખતેજ શરૂ થયેલું હતું.

ખરૂં જોતાં તો ડલહૌઝીએ પોતે જે કાર્યનો આરંભ કર્યો હશે તેને તો શાંત વિચારનાં ન્યાયી મુત્સદીઓએ વખોડયું છે. અને પંજાબ પ્રકરણનું ભાવિ તો એના પહેલા તરતજ થઇ ગયલાં ગવર્નર જનરલ લૉર્ડ હાર્ડીંજની કાર્ય કુશળતાથી નકકીજ થઇ ચુકયું હતું.

લૉર્ડ ડલહૌઝી ૧૮૪૮માં કલકત્તે આવ્યો તે વખતે હિંદમાં સર્વત્ર શાંતી હતી અને ટંટો બખેડો ઉઠશે એવો જરા પણ કોઇને સંશય ન હતો. પરંતુ એકાએક પરાજીત શીખ લશ્કરને પાછું અંગ્રેજપર વેર લેવાનું મન થઈ આવ્યું. મુલતાનનો ગવર્નર (સુબો) લાલા મૂળરાજ સીખ લશ્કને ઉશ્કેરી અંગ્રેજોને હાંકી કાઢવાની ખટપટ કરી રહ્યો હતો. એણે લાહોર દરબારને ચઢેલી ખંડણી મોકલવાનું બંધ કર્યું અને તગાદો કરતાં પોતાની જગ્યાનું રાજીનામુ આપ્યું. તેની જગ્યાએ સરદાર ખાન-સીંહને મુલતાનનો ગવરનર નીમવામાં આવ્યો અને તેની સાથે મુલ્કી ખાતાનાં અધિકારી મી. વાન્સ અગ્ન્યુ અને મુંબાઈના લશ્કરી ખાતાના અધિકારી ઍન્ડરસન બંદોબસ્ત માટે ગયા.

મુલતાન આવી પહોચ્યાં કે તરતજ લાલા મુળરાજે શરૂઆતમાં તેમને માન આપી સ્વાગત કર્યું અને કિલ્લો વગેરે દેખાડયાં પણ ત્યાંથી છાવણી તરફ પાછા ફરતાં મૂળરાજના સૈનીકોએ હલ્લો કરી તેમને ઘાયલ કર્યા અને તેમના રહેઠાણપર હલ્લો કર્યો. અને મદદ વગર તે બન્ને અંગ્રેજો શીખ લોકોને હાથે કપાઈ મુઆં.

મુલ્તાનમાં જે બનાવ બન્યો તેની જાણ થતાં શેરસીંહ જે અંગ્રેજોનો વિશ્વાસુ સીખ સરદાર હતો તેને મોકલવામાં આવ્યો પણ તે પહેલાં ઍડવર્ડસ નામે કંપનીનો એક લેફ્ટેનન્ટ મુલતાન પાસેજ હતો તેને ખબર પડતાં પોતાના તાબાનાં સીખ લશ્કરને લઇ દોડી આવ્યો.

ભાવલપુરના નવાબે પણ લશ્કર મોકલી તેને સહાયતા આપી. ઍડવર્ડસપર હુમલો થતાં તેણે સીખ લોકોને મારી હઠાવ્યાં. કર્નલ કોર્ટલેંડ તથા ભાવલપુરનું સૈન્ય આવી મળ્યું અને ચીનાબ નદી આગળ સદુ ગામ આગળ મૂળરાજનો પરાભવ કર્યો. મૂળરાજની હાર થવાથી તે મુલતાન ચાલ્યો ગયો અને ઍડવર્ડસ પોતાના સૈન્યથી તેનો નાશ કરવા સમર્થ ન હતો.

પંજાબમાં લોકો લડાઈની તૈયારી કરવા લાગ્યાં અને હઝારાના સુબા છત્રસીંહને પોતાનો નાયક નીમી સીખ લોકોએ બંડ ઉઠાવ્યું. અફઘાનઅમીર દોસ્તમહમદ પણ સીખોને મદદ કરવાં લલચાયો અને ગવર્નર જનરલને પંજાબ માટે મહાન તૈયારી કરી સમગ્રપ્રાંત બ્રિટિશ-રાજ્ય સાથે જોડી દેવાની જરૂરીયાત ભાસવા લાગી અને તે પ્રમાણે તે ઇંગ્લાંડ લખી પણ ચુકયો.

ઇંગ્લાંડથી એની યોજનાને વિરોધ ન કરવામાં આવવાથી તેણે જનરલ બ્રિટિશને મોટા લશ્કર સાથે મુલ્તાન મોકલ્યો. શહેરને ઘેરો ઘાલી અંગ્રેજ લશ્કર પડયું હતું પણ એટલામાં શેરસીંહ અંગ્રેજ પક્ષ છોડી શત્રુઓને જઈ મળ્યો.

લૉર્ડ ગફ જે સેનાધિપતી હતો તેણે ફીરોજપુર આગળ મોટું લશ્કર એકત્ર કર્યું. ચીનાબ નદી પર રામનગર આગળ ભારે જંગી યુદ્ધ થયું પણ તેમાં અંગ્રેજ લશ્કરને સખ્તહાર મળી પાછા હઠવું પડયું.

લૉર્ડ ગફે શેરસીંહ અને તેના પિતા છત્રસીંહ લશ્કર લઇ મળે તે પહેલાં તેમને અટકાવવાને શત્રુપર હુમલો કરવા નિશ્ચય કર્યો. ચીલી-યનવાલા આગળ સખ્ત ઝપાઝપી થઇ અંગ્રેજોને જય મળ્યો પણ તેમનાં અસંખ્ય માણસો મરાયાં ને જોઇએ તેવો લાભ થયો નહી. આખરે મુલતાન સર થયું અને અંગ્રેજોને જય મળ્યો. મુલતાન હસ્તગત કર્યાથી અગ્ન્યુ અને ઍન્ડરસનના મુડદાઓને ખોદી કાઢી માનથી દાટવામાં આવ્યાં અને મૂળરાજને તે કૃત્ય બદલ જન્મટીપની સજા કરવામાં આવી.

ચીલીયલનવાળા આગળ થયેલ ભારે ખુવારીના સમાચાર ઈંગ્લાંડ પહોચતાં સર ચાર્લસ નેપીઅરને હિંદુસ્તાનનો મૂખ્ય સેનાપતિ નીમી પંજાબ લડાઇ ચલાવવાં રવાના કરવામાં આવ્યો. પણ તે આવ્યો તે પહેલાં તો અંગ્રેજોના લાભમાં લડાઇનું પરિણામ આવતું હતું.

શેરસીંહ એક મજબુત જગ્યામાં છાવણી નાંખી પડયો હતો અને અફ્ઘાન અમીરે તેને ઘોડેસ્વારની ટુકડી મોકલી રહાય આપી હતી. ગુજરાત આગળ ભારે લડાઇ થઇ શેરસીંહ હાર્યો અને સર વૉલ્ટર ગીલબર્ટે અફ્ઘાન લશ્કરની ખૈબરઘાટ સુધી પુઠ પકડી.

આખરે બધા સીખ સરદારો શરણે આવ્યાં. લૉર્ડ ડલહૌઝીએ પંજાબ જોડી દેવાનો નિશ્ચય કર્યો અને ધુલીપસીંહ મહારાજાને પેન્સન બાંધી આપી, ખાલસા લશ્કરને વિખેરી નાખી, રાણીને બનારસ મોકલી આપી, આખો પંજાબ પ્રાંત બ્રિટિશરાજ્ય સાથે જોડી દીધો, રાજ્યનો ખજાનો, ઝવેરાત વગેરે અંગ્રેજોએ લઇ લીધું અને આ લડાઇમાં જીત મળવાથી કોહીનુરનો પ્રખ્યાત હિરો અંગ્રેજોને મળ્યો અને બ્રિટિશ સલ્તનતના તાજમાં ચમકવા લાગ્યો. પંજાબ પ્રાંતપર દેખરેખ રાખવા કમીશનર નીમવામાં આવ્યો અને ત્યારથી સીખ પ્રજા અંગ્રેજોને અત્યંત વફાદાર રહી ૧૮૫૮ ના બળવા વખતે તથા છેલ્લાં ૧૯૧૪ ના મહા-યુરોપી યુદ્ધમાં અંતઃકર્ણપૂર્વક સહાયતાં આપી પોતાનું લશ્કરી ખમીર પુરવાર કરી આપ્યું છે.

## બીજો બ્રહ્મી વિગ્રહ ૧૮૫૨

આગળ જોઈ ગયાં તેમ ૧૮૨૬માં લૉર્ડ આમહર્સ્ટે આવાના રાજા સાથે સલાહ કરી અને એ સંધીના પરિણામે કંપનીને આરાકાન અને તેના સરીમ મળ્યાં. બ્રહ્મી રાજા ત્યારથી અંગ્રેજોનો વિરોધી બન્યો હતો અને વખતો વખત અંગ્રેજ પ્રજાને વેપાર સંબંધી કનડગત પહોચાડતો.

૧૮૫૧માં રંગુનના વ્યાપારી અંગ્રેજોને એણે ઘણા કનડયાં અને તે વર્તમાન હિંદ આવતાં કૉમોડર લૉમ્બાર્ટને એક લડાયક વહાણ આપી તપાસ અર્થે રંગુન રવાના કરવામાં આવ્યો. તેને સૂચના આપવામાં આવી હતી કે તપાસ કરી રંગુનના સુબાને અંગ્રેજ પ્રજાને કનડવાનું પ્રયોજન પૂછવું અને સંતોષકારક ઉત્તર ન મળે તો આવાના રાજાને એ સુબાને પાછો બોલાવી લેવાં અને અંગ્રેજોના મનનું એ પ્રમાણે સમાધાન કરવા જણાવવું. રંગુનના સુબાએ લૉમ્બાર્ટ અને તેના હાથ નીચેના અમલદારોનું ભારે અપમાન કર્યું. આવાના રાજાને એ સંબંધી લખતાં તેણે તે સુબાને પાછો બોલાવી લીધો અને તેને બદલે બીજાને સુબો નીમ્યો પણ આ સુબો તો પહેલાના કરતાં પણ ઉન્મતપણે વર્તવા લાગ્યો. આવી વર્તણુક ઉપરથી લૉમ્બાર્ટે રંગુન ત્થા બ્રહ્મી બંદરો પર ઘેરો ઘાલવો પડશે એમ આવાના રાજાને જણાવ્યું. અને બ્રહ્મી લોકોનું એક લડાયક વહાણ રંગુન નદીમાં હતું તે તાબામાં લીધું. ઘેરો ઘાલવાં જતાં બ્રહ્મી લોકોએ કાષ્ટકોટપરથી અને વહાણ ઉપરથી તોપનો મારો ચલાવ્યો પણ તેમને મારી હઠાવવામાં આવ્યાં. ઘેરાનો આરંભ કરી ગવરનર જનરલને આગળ કેવાં પગલા ભરવા તે સંબંધી પૂછાવ્યું.

લૉર્ડ ડલહૌઝીએ સલાહ સંપથી તકરારનો અંત આવે તો સારૂં ધારી આવાના રાજાને પત્ર લખી અંગ્રેજોના મનનું સમાધાન કરવા જણાવ્યું પણ બ્રહ્મી રાજાએ તે પત્રને ન ગણકારતાં રંગુનના સુબાના કૃત્યને યોગ્ય ગણ્યું.

લડાઇ કરવા વગર છુટકો નથી જોઈ, ગવર્નર જનરલે લશ્કરની તૈયારી કરવા માંડી અને જનરલ ગોડવીનને સેનાધિપતિ બનાવી મોકલવામાં આવ્યો. રંગુન હસ્તગત કરવામાં આવ્યું અને ચોમાસા પહેલાં માટબિટન, બેશીન લઇ પેગુમાં પ્રવેશ કર્યો, તે શહેર લીધા પછી થોડુક લશ્કર મુકી આગળ વધતાં બ્રહ્મી લોકોએ પેગુપર હુમલો કર્યો પણ તેમને મારી હઠાવી શહેર અંગ્રેજો રાખી રહ્યાં. એવામાં બ્રહ્મી રાજાના ભાઇએ રાજાને ગાદીપરથી ઉઠાડી પોતે અંગ્રેજો સાથે સલાહ કરવા લખી જણાવ્યું અને લૉર્ડ ડલહૌઝીએ પેગુ, પ્રોમ માટબિટન રંગુન વગેરે

તામામાં લઇ લડાઇ બંધ કરી. દક્ષિણ બ્રહ્મદેશ આ પ્રમાણે અંગ્રેજી રાજ્ય સાથે જોડી દેવામાં આવ્યો અને ત્યારથી રંગુનનો વેપાર વગેરે એવો સરસ ખીલ્યો છે કે પ્રજા આબાદ થતી જાય છે.

## લૉર્ડ ડલહૌઝીની ખાલસા પદ્ધતિ

લૉર્ડ ડલહૌઝીની માન્યતા પ્રમાણે દેશી રાજ્યો જેમ બને તેમ અંગ્રેજી રાજ્ય સાથે જોડી દેવા કે જેથી દેશી સંસ્થાનના લોકો બ્રિટીશ પ્રજા જેવા રાજ્યકારભારને લીધે સુખ અને આબાદી ભોગવે.

લૉર્ડ હેસ્ટીંગ્સ અને વેલેસ્લીના વખતમાં બ્રિટીશ સરહદનો વધારો દેશી રાજ્યોના અમુક પ્રાંત મળવાથી થયો હતો પણ તેઓએ બને ત્યાં સુધી દેશી રાજ્યોને નાબુદ કરી આખો હિંદ બ્રિટીશ રાજ્યમાં સામેલ કરી લેવો એવો વિચાર રાખ્યો ન હતો. ઉલટું માયસોર પ્રકરણમાં વેલેસ્લીએ ટીપુ સુલતાનને હરાવ્યા પછી અસલના રજપુત રાજાનો વંશજ શોધી કાઢી તેને ગાદી આપી.

પરંતુ ડલહૌઝી એથી ઉલટાજ મતનો હતો. જે રાજ્યો બરાબર અમલ ચલાવી શકતાં ન હોય અથવા કોઈ સિધો ગાદીવારસ ન હોય તો પછી તે રાજ્ય અંગ્રેજી રાજ્ય સાથે જોડી દેવું એવો તેનો અભિપ્રાય હતો. પરંતુ હિંદુઓની માન્યતા એવી હતી કે પુત્ર વગર ધાર્મિક મુક્તિ નથી અને તેથી પુત્ર ન હોય તો દત્તકપુત્ર લેવો કે જેથી તે કુટુંબની પરંપરા જળવાઇ રહે અને પુત્ર જેવાજ હક તેને પ્રાપ્ત થાય. બૉર્ડ ઓફ ડીરેકટરોએ એવું ઠરાવ્યું કે દત્તક લેવાનો હક કંપનીની પરવાનગી શીવાય દેશી રાજ્યોને નથી અને તેથી રાજ્ય પ્રકરણમાં દત્તક લેવા પહેલાં પરવાનગી લેવી પડે.

ડલહૌઝી એ મતનો હતો કે કોઇ રાજાને પુત્ર હોય તો તે રાજ્ય ભલે તેના પુત્રને મળે પણ દત્તક લેવાની પરવાનગી આપવી એટલે બ્રિટીશ રાજ્યમાં તે રાજ્ય જોડી દેવાની જાણી જોઇને તક ખોવી અને તેમ કરી દેશી પ્રજાને અંગ્રેજી પ્રજા જેવા હકો મેળવતાં અટકાવવા જેવું છે.

આ ખાલસા રાજ્યનિતિથી તેણે રાજ્યની ગેરવ્યવસ્થા અથવા બિન વારસ એમ એક યા બીજા કારણથી આઠ દશ દેશી સંસ્થાનો ખાલસા કરી અંગ્રેજી મુલક સાથે જોડી દીધા. ઇતિહાસમાં એ ખાલસા અથવા ડૉક્ટીન ઓફ લૅપ્સની રાજ્યનિતિથી પ્રસિદ્ધ છે અને તે પ્રમાણે નીચેના સંસ્થાનો જોડી દેવામાં આવ્યાં.

**સતારા**

પંજાબ પ્રાંત ખાલસા કર્યો તે પહેલાં સતારાનું રાજ્ય ખાલસા કર્યું બાજીરાવ બીજા પછી એલ્ફીન્સટનને હૅસ્ટીંગ્સે, મરાઠા રાજ્યના સ્થાપક શિવાજીના વંશના વારસને ગાદીએ બેસાડવા અનુમતિ આપી હતી. લૉર્ડ ઑકલૅંડના વખતમાં સતારાના રાજાને ગવર્નર જનરલના કહેવા પ્રમાણે ન વર્તવાથી પદભ્રષ્ટ કરવામાં આવ્યો હતો અને તેના ભાઈ આપ્પાસાહેબને ગાદીપર બેસાડવામાં આવ્યો હતો. આપ્પાસાહેબ ૧૮૪૮માં અપુત્ર મરણ પામતાં તે વખતના મુંબઈના ગવર્નરે તેના દત્તકપુત્રને ગાદી આપવા ભલામણ પણ કરી હતી. પણ દેશી રાજ્યને અંગ્રેજીરાજ્ય સાથે જોડી દેવાનો ચંગ બાંધી બેઠેલા ડલહૌઝીને એ યોજના પસંદ પડી નહી અને પોતાનીર રાજ્યનિતિ આગળ ધપાવવાની ઘમંડમાં સતારાનું રાજ્ય પ્રજાની અનુમતિ છે કે નહી તે જાણવાની દરકાર કર્યા વગર ખાલસા કર્યું.

**કરોલી**

તે પછી વારો રજપુતાનામાં એક નાનું સંસ્થાન કરોલી હતું તેનો આવ્યો. એ સંસ્થાનાધિપતિ રેસીડન્ટની સલાહ અને અનુમતિ પ્રમાણે દત્તક લેવાનો પુત્ર મુકી મરણ પામ્યો. ગવર્નર જનરલને પોતાની માનીતી રાજ્યનિતિ અજમાવવાની તક મળી પણ ડીરેકટરોને લખતાં તેમણે સાફ ના પાડી અને કરોલીનું સંસ્થાન રક્ષિત મિત્ર છે અને નહી કે તાબાનું છે એવો ભેદ બતાવી ખાલસા કરવા ના પાડી અને દત્તક પુત્રના હકમાં હુકમ કર્યો. વાસ્તવિક જોતાં સતારાનું રાજ્ય પણ

તાબાનું રાજ્ય ગણી શકાય નહિ કારણકે બ્રિટિશ અમલ હિંદમાં શરૂ થયો તે પહેલા એ સ્થપાયલું હતું છતાં એ ભેદ સતારાની બાબતમાં બાજુએ મુકાયો અને તેનો લાભ કરોલીને મળ્યો.

**નાગપુર**

નાગપુરનો રાજા દત્તક લેવા સિવાય મરણ પામ્યો. એ રાજ્ય બ્રિટિશ ટાપુઓના કરતા પણ મોટું હોવાથી આવો અગ્રેજી રાજ્યની સરખા વધારવાનો આવેલો પ્રસંગ ખોવો એ ડલહૌઝી જેવાં ખાલસા પદ્ધતિના પુરસ્કર્તાને ગળે ઉતરે એવું નહતું. રાણીઓએ દત્તક લીધો અને રેસીડન્ટે ભલામણ કરી. સતારા ખાલસા કરવાથી લોકોમાં ફેલાયલા અસંતોષ વિષે ગવર્નર જનરલને જણાવી રેસીડન્ટે રાણીએ લીધેલા દત્તકપુત્રકને ગાદી આપવા આગ્રહ કર્યો પણ તેના બદલામાં સખત ઠપકો મળી ડલહૌઝીએ રાજ્ય ખાલસા કરી અંગ્રેજોને માટે રૂતું મોટું મથક અને કલકત્તા અને મુંબઈ વચ્ચે અખંડ માર્ગ વ્યવહારનું સાધન મેળવી આપ્યું.

**ઝાંસી**

બુંદેલખંડમાં આવેલા આ નાનકડાં સંસ્થાનનો રાજા ૧૮૩૫માં પુત્ર વગર મરણ પામતાં તેના દત્તક પુત્રને પરવાનગી નથી મેળવી એ બહાને ગાદી ન આપતાં રાજાના એક સગાને આપવામાં આવી તેના મરણ બાદ બીજો રાજા પણ અંગ્રેજોએ ઉભો કર્યો. ૧૮૫૩માં તે મરણ પામતાં રાજ્ય ખાલસા કરવામાં આવ્યું.

**અયોધ્યા**

ખાલસા રાજ્યનિતીથી અયોધ્યા જોડવામાં આવ્યું ન હતું પણ નવાબની ગેરવ્યવસ્થા, અતિશય વિષયીપણું, વ્યસનીપણું, એ કારણથી બીજા દેશી રાજ્યોની રૈયત કરતાં અયોધ્યાની પ્રજા અત્યંત પીડાતી હતી. લુંટફાટ, મારપીટ, રક્તપાત, એ અમલદારોનું નિત્યકાર્ય થઈ પડયું હતું.

પોતાના આશ્રય તળેનાં રાજ્યમાં આવું અંધેર ચાલવા દેવામાં કંઇ સાર નથી એવું અંગ્રેજોને લાગ્યું અને ડીરેકટરોએ ડલહૌઝીને એને યોગ્ય લાગે તે પગલું અયોધ્યાની બાબતમાં ભરવાં જણાવ્યું નવાબને અંગ્રેજોના હાથમાં સત્તા સોંપી પદઉત થવાનું જણાવ્યું પણ તેણે તો માનપૂર્વક ગાદી છોડવાનું કહેણુ ન સ્વીકાર્યાથી રાજ્ય ખાલસા કરવામાં આવ્યું.

## નિઝામ સાથે સંધી

સહાયકારી યોજના પ્રમાણે રાખવામાં આવેલા સૈન્યનો ખર્ચ નિઝામ આપી શકયો નહી અને દેવું વધતુંજ ગયું આથી નિઝામને વખતોવખત સમજાવી થોડું ઘણું દેવું વસુલ કર્યું પણ આખરે નવિ સંધી કરી તેની પાસેથી મોટી આવકનો મુલક ખર્ચ માટે લેવામાં આવ્યો.

## કર્ણાટક

કર્ણાટકના નવાબના વારસને મોટું પેન્સન મળતું હતું તે છેલ્લો વંશજ મરણ પામતાં ડલહૌઝીએ અટકાવ્યું.

## તાંબોર

તાંબોરનો રાજા જેને પેન્સન બાંધી આપવામાં આવ્યું હતું તે મરણ પામતાં તેના દત્તક પુત્રને પેન્સન આપવું. ખાલસા રાજ્યનિતીની રૂએ બંધ કરવામાં આવ્યું.

## નાના સાહેબ

બાજીરાવ બીજાને બીથુરમાં રાખી પેન્સન બાંધી આપવામાં આવ્યું હતું. તે મરણ પામતાં તેના દત્તક પુત્ર ધોંડુપંત જે ઇતિહાસમાં નાના સાહેબના નામથી ઓળખાયો છે તેને પેન્સન આપવું બંધ કરી ખાલસા કરવામાં આવ્યું.

## દિલ્હીના મોગલ વારસો

ડલહૌઝીએ દિલ્હીના કમીશનરને જણાવ્યું કે મોગલ શહેનશાહના વારસો જે પેન્સન ભોગવે છે તે વખતના વારસના મરણ બાદ ખાલસાં કરવામાં આવશે અને ત્યાર પછી શાહજહાનના બંધાવેલા મહેલમાં ન રહેતાં તેના વારસોએ ખાનગી જીવન વ્યતિત કરવું.

આ પ્રમાણે ડલહૌઝીએ પોતાની રાજ્યનીતિનો દોર ચલાવી દેશીરાજ્યોને બ્રિટિશ મુલક સાથે જોડી દીધાં.

## ડલહૌઝીના સુધારા

**ખોંડ**—આ લોકોનો મુલક મદ્રાસ અને બંગાળા ઇલાકામાં આવેલો હતો, અને બ્રિટિશ તાબામાં ન હતો. તેઓ નરમેધ વગેરેમાં માનતા અને દેવીની મરજી સંપાદન કરવા એ જરૂરનો ગણતા; તેજ પ્રમાણે બાળહત્યા પણ તેમનામાં હતી. અંગ્રેજોને એ વાતની જાણ થતાં તેમણે મેક્ફરસનને મોકલી કળથી કામ લેવા જણાવ્યું. મેક્ફરસને એમને સમજાવી એ જંગલી રિવાજો નાબુદ કર્યા.

## કેળવણી

શાળાઓ સ્થાપવા માટે સને ૧૮૫૪ માં કેળવણીની બાબતમાં ચાર્લ્સ વુડે યોજના ઘડી કાયદો કરાવ્યો. એ કાયદાની રૂએ પ્રાથમિક શાળાથી માંડીને વિશ્વવિદ્યાલય સુધીની યોજના સરકારે પોતાના તાબામાં લઈ દરવર્ષે શાળાઓમાં વધારો કરવો એમ ઠરાવવામાં આવ્યું.

## રેલવે

હિંદ જેવા વિશાળ દેશમાં એક પ્રાંત સાથે બીજા પ્રાંતને સંગઠિત કરવા રેલવેની યોજના દાખલ કરવા ડીરેકટરોને સમજાવવામાં આવ્યા અને થોડાજ વખતમાં ઠેકઠેકાણે રેલવે લાઇન નંખાવા લાગી, અને વેપાર ઉદ્યોગ વગેરેને ફાયદો થવા લાગ્યો.

## તાર

તારની ગોઠવણ પણ ડલહૌઝીએ શરૂ કરી. રેલવે અને તારની અનુકૂળતાએ દેશને વ્યવહારનો માર્ગ સરળ અને નિર્ભય કરી આપ્યો.

## અન્ય સુધારા

તે સિવાય લશ્કરી તેમજ મુલકી નોકરીમાં હરીફાઈના તત્વે પરીક્ષા લેવાનું ઠરાવી યોગ્ય માણસોને મોટી જગ્યા આપવાનું ઠર્યું. પોસ્ટનો દર સર્વ હિંદ માટે અર્ધો આનાનો કરવામાં આવ્યો. નહેર વગેરે ખોદાવી

ખેતીવાડીને ઉત્તેજન આપવામાં આવ્યું. કંપનીની રાજ્યપદ્ધતિમાં વધઘટ કરવામાં આવી. ૧૮૫૩ માં અનેક ફેરફારો કરી કંપનીને નવો પટ્ટો કરી આપવામાં આવ્યો.

આ પ્રમાણે ૧૮૪૮થી ૧૮૫૬ સુધીના આઠ વર્ષના કારભારમાં અનેક સુધારાઓ લોકોના હિતમાટે કર્યા; પરંતુ તેની ખાલસાપદ્ધતિથી દેશીસંસ્થાનોમાં ક્ષોભ પણ ઉત્પન્ન થયો. અને ૧૮૫૭ ના બળવાનું બીજ પણ એણેજ રોપ્યું. આ પ્રમાણે સતત્ સખ્ત મહેનત, થાક, ચિંતા વગેરેથી તેની તબિયત બગડી તેથી તે ગવર્નરજનરલપદ છોડી ઈંગ્લાંડસિધાવ્યો અને થોડાજ વખતમાં મરણ પામ્યો.

## લૉર્ડ કેનીંગ; ૧૮૫૬થી ૧૮૬૨

લૉર્ડ ડલહૌઝીની પ્રકૃતિ કામના બોજાથી નબળી પડતાં રાણી સરકારના પ્રધાનમંડળે લૉર્ડ કેનીંગ જે એક પ્રખ્યાત મુત્સદ્દીનો પુત્ર હતો તેની ગવર્નર જનરલના પદપર નીમણુક કરી. ઈંગ્લાંડ છોડતાં પહેલાં હિંદમાં બનનાર ભાવિ બનાવની જાણે એને અગમચેતી થઇ હોય એમ એના માનમાં આપવામાં આવેલા ખાણા વખતે એના શબ્દોથી જણાય છે. તે વખતે એણે કહ્યું હતું કે "હિંદ જો કે શાંત દેખાય છે છતાં આપણે ભૂલવું ન જોઇએ કે કોઇપણ વખતે એકાએક એકાદ સંકટનું વાદળું ઉત્પન્ન થશે. જો કે શરૂઆતમાં તે ઘણું નાનું હશે પણ રફતે રફતે એટલું વધી જશે કે આપણા હિંદ મધ્યેના અસ્તિત્વને કદાચ ડામાડોળ સ્થિતિમાં નાખી દેશે" એ ભાવિ સંકટની આગાહી કરતી વખતેજ તેણે વધારામાં કહ્યું કે "બધા પ્રયત્ન કરવા છતાં એકાદ ફટકો મારવો પડશે અને તે પણ એવો મારવો કે વાદળું થોડાજ વખત રહે અને પરિણામ ચોકક્સ થાય." કેનીંગ ૧૮૫૬ની ફેબ્રુઆરીની ૨૯મી તારીખે કલકત્તે આવી પહોંચ્યો.

### ઇરાન સાથે લડાઇ ઈ. સ. ૧૮૫૬

હિંદ આવતાંજ એને પ્રથમ ઇરાન સાથે લડાઇમાં ઉતરવું પડ્યું. ઇરાનના શાહે હેરાત જે અફઘાનીસ્તાનનું સરહદ ઉપર અતિ મહત્વનું

સ્થળ છે તેને પોતાના રાજ્ય સાથે જોડી દેવાના વિચારથી તેના ઉપર આક્રમણ કર્યું. કેનીંગે લડાઇમાં ઉતરવાનો નિશ્ચય કરી સર ઔટ્રામને ઇરાની અખાત તરફ રવાના કર્યો. તેણે બુશાયરનો કબજો લઇ ઇરાની લશ્કરને હરાવ્યું. શાહે અંગ્રેજો સાથે સલાહ કરી અફઘાનીસ્તાનમાંથી લશ્કર પાછું ખેંચી લીધું અને અંગ્રેજોના વેપારને રક્ષણ આપવાનું કબુલ કર્યું.

## સિપાઇઓનો બળવો ઈ. સ. ૧૮૫૭

કારણો:—

(૧) હિંદની બન્ને કોમો હિંદુ અને મુસલમાન સુધરેલી પ્રજા હતી પણ તેમનો સુધારો યુરોપીઅન સુધારાથી જુદા પ્રકારનો હતો. આથી યુરોપીઅન સુધારાના ખ્યાલ ધરાવતા બ્રિટિશ રાજ્યકર્તાઓને જે આવશ્યક વસ્તુ લાગતી તે હિંદીસુધારાવાળી પ્રજાને અયોગ્ય ભાસતી. આથી હિંદી પ્રજાના મનમાં અંગ્રેજોના સુધારા સાથે જુદીજ જાતની શંકા આવવા લાગી. તેને લાગ્યું કે સતીનો રિવાજ બંધ કર્યો, બ્રાહ્મણોએ એકજ પત્નીથી વિવાહિત થવું, લશ્કરમાં દાખલ થનારા હિંદી સૈનિકે પરદેશમાં પણ લડાઇ પ્રસંગે જવાનું કબુલ કરવું, વગેરે દાખલ કરેલા અને કરવામાં આવનારા સુધારાઓનો હેતુ તેમના ધર્મનો નાશ કરવો અને તેમના ચાલતા આવેલા રીતરિવાજોને નાબુદ કરવા એ છે. આગગાડી [illegible]ર, ખ્રિસ્તીધર્મના ઉપદેશકોનો પ્રયાસ, કેળવણીનો ફેલાવો. વિધવા વિવાહ તરફ સરકારનું વલણ, બધામાં એ ધર્મનાશનો હેતુ સમાયલો છે એમ હિંદુ અને મુસલમાન બન્ને કોમો માનવા લાગી.

(૨) બ્રિટિશ રાજ્યના વધારાથી હિંદીરાજાઓની સત્તા પડી ભાંગી હતી અને તેમાં ડલહૌઝીની ખાલસાપદ્ધતિથી હિંદુ તેમજ મુસલમાન પ્રજાના મન સાશંક બન્યાં હતાં. બાજીરાવ પેશ્વાના દત્તકપુત્ર નાના સાહેબનું પેનશન બંધ કરવામાં આવ્યું હતું. ઝાંસીની રાણીએ દત્તક લીધેલા પુત્રને અમાન્ય કરી ઝાંસી ખાલસા કરવામાં આવ્યું. અયોધ્યાના નવાબને

ગાદી પરથી ઉઠાડી એનું રાજ્ય ખાલસા કર્યું. દિલ્હીના શહેનશાહી કુટુંબને પેનશન બંધ કરી સાધારણ માણસની પંક્તિમાં ઉતારી પાડવાનું કામ અમલમાં મેલાયું, આ બધાંથી હિંદમાં ક્ષોભ ઉત્પન્ન થયો અને તે તકનો લાભ લઇ, નાનાસાહેબ વગેરેએ સૈનિકોને ઉશ્કેરી મૂકી ભાવિ બળવાનાં બીજ રોપ્યાં.

(૩) પણ તાત્કાલિક બળવાનું કારણ તો સૈનિકો થઇ પડયા. સૈનિકોમાં આ વખતે અસંતોષ હતો. તેમના પગારથી તેમને સંતોષ નહતો. સમુદ્રપાર જઇ લડાઇમાં ઉતરવાને તેમને કહેવામાં આવ્યું તે તેમને ઠીક ન લાગ્યું. સૈન્યમાં જોડાયલા માણસો જે જે પ્રાંતમાંથી આવ્યા હતા તેઓ બધા સગાસંબંધી હતા તેથી સંપ કરવો એ તેમને માટે સહેલું હતું. હિંદુઓ સમુદ્રપ્રવાસ ધર્મથી વિરુદ્ધ ગણતા એ અને બીજાં કારણોથી સૈનિકોના મનમાં શંકા પેસી ગઇ હતી કે આ સૌ ધર્મવટાળના પ્રયત્નો છે. એવા સંજોગોમાં દુર્ભાગ્યે એન્ફીલ્ડ રાયફલ નામની નવી બંદુક લશ્કરમાં દાખલ કરી. એ બંદુકને ભરવાની રીત ઉલટીજ હતી. એમાં કારતુસ વાપરવામાં આવતાં અને દરેક કારતુસને ચરબી લગાડેલ છે એવી વાત જે સખ્સોને અંગ્રેજી રાજ્યની શાંતિ ગમતી નહતી તેઓએ ફેલાવી.

## બળવા સંબંધી ધ્યાનમાં રાખવાની મુખ્ય બાબતો

ઉપર જણાવેલાં કારણોથી હિંદમાં અશાંતિ ફેલાઈ અને આગળ જતાં જોવામાં આવશે તેમ ઠેકઠેકાણે બળવો થયો. પણ તે પહેલાં નીચે જણાવેલી હકીકત ખાસ ધ્યાનમાં રાખવા જેવી છે.

(૧) અયોધ્યા સિવાય દરેક ઠેકાણે માત્ર સિપાઇઓનો બળવો હતો અને નહિ કે લોકોનું બંડ હતું. અને બંગાળાના બળવાખોર લશ્કરને કોઈપણ ભાગમાંથી લોકો તરફથી મદદ મળી ન હતી.

(૨) હિંદના રાજરજવાડાઓએ મોટે ભાગે આ સંકટને સમયે અંગ્રેજોને વફાદાર રહી કોઈપણ જાતની મદદ બળવાખોરોને આપી નથી;

ઉલટું પોતાનું લશ્કર તૈયાર કરી અંગ્રેજોને બળવો દાબી દેવામાં મદદ કરી છે. આ વફાદાર રાજાઓમાં મહારાજા સિંધીઆ, જયપુર, કપુરથલા, અને પતીઆલાના મહારાજાઓ અને બીજા શીખ સરદારો અને રાજાઓ મુખ્ય હતા.

(૩) બળવાખોરને ઉશ્કેરનારા તેઓજ હતા કે જેઓ આ તકનો લાભ લઇ પોતાનો અંગત સ્વાર્થ સાધવાને અંગ્રેજોના રાજ્યને ઉથલાવી પાડવા માંગતા હતા. એમાં મુખ્યત્વે કરી નાનાસાહેબ, બાજીરાવનો દત્તક પુત્ર જે પેશ્વાપદ મેળવવા માંગતો હતો. એ અને દિલ્હીનો વૃદ્ધ મુગલ શહેનશાહ જે પોતાનું અસલ ગૌરવભરેલું પદ પ્રાપ્ત કરવાનો ખ્યાલ ધરાવતો હતો તે બે હતા.

## બળવાનો પ્રવાહ

પંજાબથી માંડીને છેક કલકત્તા સુધી તમામ સૈન્ય બળવો કરવાને સજ્જ થતું હતું.

૧૮૫૭ના જાનેવારી મહિનામાં બંગાળામાં શરૂઆત થઇ અને માર્ચ મહિનામાં તો બે ટુકડીઓએ બંડ ઉઠાવ્યું. તરતજ અંબાલામાં છમકલું થવા લાગ્યું. અને બન્ને ઠેકાણે સૈનિકોને શિક્ષા કરવામાં આવી. મીરતમાં સૈનિકોને કાર્તુસો વાપરવાનું કહેતાં તેમણે ના પાડી. આ ઉપરથી તેમને કેદ કરવામાં આવ્યા બીજેજ દિવસે છાવણીમાંના લશ્કરે બંડ કર્યું અને તેમના ઉપરી અમલદારોને ગોળીથી વીંધી નાખ્યા. અને જે અંગ્રેજો તેમના જોવામાં આવ્યાં તેમને મારી નાંખી તેમણે દિલ્હી તરફ કૂચ કરી.

## દિલ્હી આગળ બળવો

મીરતથી આવેલા બળવાખોર લશ્કર સાથે દિલ્હીના સૈનિકો આ બળવાના કામમાં સામેલ થયા. અંગ્રેજ સૈનિક અમલદારોનેજ નહિ પણ નિરપરાધી અબળાઓ અને બાળકો ઉપર તેમણે હાથ ઉગામ્યો. બહાદુરશાહને મુગલ શહેનશાહ તરીકે જાહેર કરવામાં આવ્યો. અને તેના નામથી લશ્કરની ઠેકઠેકાણેની ટુકડીઓને લાંચ આપી ફોડવાના

પ્રયત્નો થયા અને ઠેકઠેકાણે પોતાના ઉપરી અંગ્રેજ અમલદારોને મારી સૈનિકોની ટુકડી મુગલ છાવણી તરફ આવવા લાગી.

બળવાનો પ્રવાહ ઠેકઠેકાણે તીવ્ર વેગથી વહેવા લાગ્યો.

## કાનપુર આગળ બળવો

કાનપુર પાસે આવેલા બીથુરમાં બાજીરાવ પેશ્વાનો દત્તક પુત્ર ધોંડુરાવ અથવા ઇતિહાસપ્રસિદ્ધ નાનાસાહેબ રહેતો હતો. કાનપુરના લશ્કરે બળવો ઉઠાવતાં નાનાસાહેબ તેમનો નેતા બન્યો. કાનપુરને નાનાસાહેબે ઘેરો ઘાલી જે થોડા અંગ્રેજ સૈનિકો હતા તેમને ભૂખમરા વગેરેના ત્રાસથી શરણે આવવા ફરજ પાડી. અલાહાબાદ સુધી સહિસલામત પહોંચવાની શરતે તેઓએ શરણે આવી કિલ્લો સ્વાધીન કર્યો. પણ હોડીમાં બેસી ગંગા નદીમાં પ્રવાસ શરૂ કરતાં તેમના ઉપર ગોળીબાર કરવામાં આવ્યો. અને ૪૫૦માંથી માત્ર ચાર જીવતા રહ્યા. અંગ્રેજ સ્ત્રીઓને તથા બાળકોને કેદ કરવામાં આવ્યાં. નાના સાહેબને બીથુર આગળ પેશ્વા જાહેર કરવામાં આવ્યો. દરમ્યાન અંગ્રેજ લશ્કર લઈ કર્નલ નેઈલ અને જનરલ હેવલોક ધસી આવ્યા. નાના હાર્યો, કાનપુર પડયું, પણ દાખલ થતાં જોવામાં આવ્યું કે કેદમાં રાખેલ સ્ત્રીઓને અને બાળકોને મારી નાખી તેમનાં શબોને એક કુવામાં નાખી દેવામાં આવ્યાં હતાં.

## લખનૌ રેસીડન્સી

દરમ્યાન લખનૌ આગળ સર હેન્રી લોરેન્સ જે અયોધ્યાનો ચીફ કમીશનર હતો તે બચાવનાં સાધનો સજ્જ કરતો હતો. તેના ઘણા પ્રયત્નો છતાં જ્યારે લખનૌનું લશ્કર બળવો કરવાનાં ચિહ્નો બતાવવા લાગ્યું કે તેણે જુની રેસીડન્સી જે દિવાલ વગેરેથી સારી રીતે સુરક્ષિત હતી તેમાં બધા અંગ્રેજોને આણી રાખ્યા. આખો પ્રાંત બળવાખોર બન્યો.

આ બળવો આખા પ્રાંતમાં ફેલાવાનાં અનેક કારણો હતાં. અયોધ્યા ખાલસા કર્યું તેજ નહિ પણ જે રીતે તે ખાલસા કર્યું તેથી પણ

નાના મોટા બધા ગુસ્સે થતા હતા. મોટા મોટા જમીનદારોની માલમીલ્કત જપ્ત મોભો વગેરે જતાં રહેવાથી અને લશ્કરમાંથી કોઈપણ પ્રકારનાં કારણ સિવાય ૫૦૦૦૦ ઉપરાંત સૈનિકોને કાઢી મૂકવાથી બધા ગુસ્સે હતા અને લખનૌથી કોર્ટની ફેરફારીથી વેપાર પણ પડી ભાંગ્યો એ બધાં કારણોથી આખો પ્રાંત ઉશ્કેરાયો, અને પહેલી જુલાઇએ રેસીડન્સીને ઘેરો ઘાલ્યો. બહાદુર લોરેન્સ એક ગોળાનો ભોગ થઇ પડયો. અને લશ્કરની વ્યવસ્થા કેપ્ટન ઇંગ્લીશના માથા પર આવી. બળવાખોરોની સામા આ થોડા સૈનિકોએ ટક્કર ઝીલી અને બે મહિના સુધી બચાવ કર્યો. હવે વધારે વાર લડી શકાય એમ ન હતું. પણ સર હેન્રી લોરેન્સ મરતાં મરતાં એક મંત્ર સર્વના કાનમાં ફૂંકી ગયો હતો—"Never Surrender." આ ઉપરથી તેઓએ છેવટ લગી લઢવાનો વિચાર કીધો હતો, પણ ભૂખમરો, થાક, રાતદિવસનો ઉજાગરો—એ સર્વેથી સૌ અશક્ત બની ગયા હતા. એટલામાં સર જેમ્સ ઔટ્રામ અને હેવલોક થોડુંક સૈન્ય લઇ મારતે ઘોડે આવી પહોંચ્યા. અને ઘેરાયલા લશ્કરને જઈ મળ્યા પણ થોડાજ હોવાથી પોતે પણ ઘેરાઈ ગયા; પણ એમના આવ્યાથી રેસીડન્સીનો ઘેરો લંબાયો. એટલામાં સર કોલીન કેમ્પબેલ જે હવે મુખ્ય સેનાધિપતિ હતો તે નાનાસાહેબના મુખ્ય સેનાધિપતિ તાત્યા ટોપીને હરાવી, કાનપુરથી લખનૌ સુધીનો માર્ગ ખુલ્લો કરી લખનૌ આવી પહોંચ્યો. અને સખત ઝપાઝપી છતાં કિલ્લો હસ્તગત કરી સૈનિકોને છોડાવ્યા પણ હેવલોક થાક, રોગથી મરણ પામ્યો.

**બળવાનો ઠેકઠેકાણે ફેલાવો**

લૉર્ડ ડલહૌઝીની રાજ્યનીતિથી શહેનશાહતની દૂરની ઉત્તર સરહદ તરફ ઘણું લશ્કર રાખવું પડયું પણ તેની સાથે પડેલી લશ્કરની તુટ ભરી કાઢવાનાં ડાયરેક્ટરોએ કોઇ પણ જાતનાં પગલાં ભર્યાં નહિ. પરિણામ એ આવ્યું કે દીનાપુર કાશી વગેરે ઠેકાણે ગરબડ ઉઠી અને અલાહાબાદનો બચાવ કરતાં ઢીલ થઇ. વાયવ્ય પ્રાંતનો લેફ્ટેનન્ટ ગવર્નર

આગ્રા આગળ ઘેરાઈ ગયો હતો. માત્ર પંજાબ જે દસ વર્ષ ઉપર ભારે ઝનુની લડાઇઓનું ક્ષેત્ર બન્યું હતું તે આ વખતે શાંત હતું. ઝાંસીની પ્રખ્યાત રાણી વીરાંગના લક્ષ્મીબાઈ જેનો દત્તક પુત્ર લેવાનો હકક નાકબુલ કરી રાજ્ય ખાલસા કરવામાં આવ્યું હતું તેણે પોતાના થયેલા અપમાનનો બદલો લેવાને અને પોતાના પતિની છેવટની ઇચ્છા જે દત્તક પુત્રને પસંદ કરેલો તેને ગાદીએ બેસાડવાની હતી તે હેતુ બર લાવવાને કમ્મર કસી બળવામાં સામેલ થઇ, તે આખા ભાગને બળવાખોર સાથે મળી જવા ઉશ્કેરી મૂકયો. દરમ્યાન કર્નલ નીલ અલાહાબાદના કિલ્લામાં દાખલ થયો. અને કાનપુર તરફ કૂચ કરવાની તૈયારી કરવા લાગ્યો. પરંતુ એટલામાં હેવલોક આવી પહોંચ્યો અને તેણે સરદારી લીધી અને આગળ જોઇ ગયા તેમ કાનપુરનો કબજો લીધો.

સંકટનાં વાદળાં જરા આછા થવા લાગ્યાં. આગ્રાનો બચાવ બંગાળ રેજીમેન્ટની વફાદારીથી થયો. નાગપુરની ગરબડ મદ્રાસ રેજીમેન્ટથી દબાઈ અને હૈદરાબાદ નીઝામના પ્રખ્યાત વજીર સાવરજંગની વફાદારીથી બળવામાં સામેલ થતું અટકાવ્યું. પંજાબ તદ્દન વફાદાર રહ્યું અને તેની કીંમત આજ વખતે જણાઇ.

## દિલ્હી આગળ બળવો

હવે બળવાખોરોનું મુખ્ય સ્થાન દિલ્હી થઇ પડયું. અને લગભગ ૫૦૦૦૦ સૈનિકો ત્યાં એકઠા થયા હતા. પરંતુ અંગ્રેજ લશ્કર દિલ્હી તરફ આવવાને નીકળી ચુકયું હતું એવા સમાચાર તેમને મળતાંજ બળવાખોરોની હિમ્મત પડી ભાંગવા લાગી અને જનરલ નિકોલ્સને જ્યારે ઘેરો ઘાલ્યો ત્યારે ભાગ્યેજ ૨૦૦૦૦ સૈનિકો કિલ્લામાં રહ્યા હતા. ૬ દિવસ ઘેરો ચાલ્યો અને તેમાં નિકોલ્સનને કારી ઘા લાગ્યો .અને તેમાં તેનો અંત થયો. પણ દિલ્હી બ્રિટિશના હાથમાં પાછું આવ્યું. બાદશાહ પોતાનાં કુટુંબ કબીલા સાથે નાસી છૂટયો પણ મેજર હડસનના હાથમાં કેદ પકડાયો.

બાદશાહના બે પુત્ર તથા એક પૌત્ર પણ કેદ પકડાયા. બળવાખોરોએ આ રાજકુંવરોને છોડાવવા ઘણા પ્રયત્નો કર્યા પણ તેમનું ચાલ્યું નહિ. અને હડસને એ રાજપુત્રોને ગોળીથી વિંધી નાખ્યા. બાદશાહની તપાસ ચલાવી અપરાધી ઠરાવી તેને જીવનપર્યંત દેશનિકાલની શિક્ષા કરી રંગુનમાં રાખ્યો.

## બળવાનો અંત

દરમ્યાન ઈંગ્લાંડ અને સંસ્થાનોમાંથી લશ્કર પર લશ્કર આવવા લાગ્યાં અને સર કોલીન કેમ્પબેલ સૈન્યનો અધિપતિ નીમાયો. હાઇલેન્ડર્સ અને શીખનું સૈન્ય લઈ તે શત્રુની છાવણીમાં પહોંચ્યો. અને આગળ જણાવ્યા પ્રમાણે લખનૌ લઇ એણે અંગ્રેજોનો છુટકારો કર્યો. નાનાસાહેબ અયોધ્યાની બેગમ, અને બંડખોરોના અગ્રેસરો પહેલાંથી નાશી ગયાં હતાં. કેમ્પબેલ ઉત્તરમાં યુદ્ધ ચલાવી રહ્યો હતો ત્યારે મુંબઇ અને મદ્રાસથી લશ્કર કૂચ કરતું આવતું હતું. મધ્ય હિંદમાં સર હ્યુ રોઝ પણ યશસ્વી રીતે શત્રુઓ સાથે ઘૂમતો હતો. તાત્યાટોપીનો પરાભવ કરી ઝાંસીનો કિલ્લો હાથ કર્યો. ઝાંસીની રાણી વીરાંગના લક્ષ્મીબાઇએ એ કિલ્લો બચાવવા અત્યંત શૌર્ય બતાવ્યું. અને ઇતિહાસમાં પોતાનું નામ પોતાના શૌર્યથી અજરામર કર્યું પણ આખરે તેમની હાર થઇ અને નાસી છુટયાં. ઝાંસીની રાણી અને તાત્યાટોપી નાસીને ગ્વાલીઅર તરફ ગયાં અને ગ્વાલીઅરનો પ્રખ્યાત કિલ્લો તાબામાં લીધો. સિંધીઆ બીજા રાજાઓની માફક અંગ્રેજોને આ બળવા વખતે વફાદાર રહ્યો હતો. ??? તેને મદદ કરવા સર હ્યુ રોઝ એકદમ ગ્વાલીઅર પર ધસી આવ્યો. ૨૦ દિવસ સખત ઝપાઝપી થઇ તેમાં વીરાંગના લક્ષ્મીબાઇએ વીરતાથી લડતાં લડતાં ધારાતિર્થે પોતાનો દેહ મુકયો. અને સિંધીઆ પાછો ગ્વાલીઅર આવ્યો. તાત્યાટોપી પાછો નાસી છુટયો પણ આખરે કેદ પકડાયો. દેશમાં હવે શાંતિ ફેલાઇ. બળવાનો અંત આવ્યો. જીતાયેલા બળવાખોરોમાંના ઘણાઓને માફી આપવામાં આવી. નાનાસાહેબ નેપાલના

જંગલ તરફ નાસી ગયો અને ત્યાંજ તેનો અંત થયો એમ મનાય છે. લૉર્ડ કેનીંગે બળવાના અંતમાં મગજનું અત્યંત સમતોલપણું વાપરી ફાવે તેમ વેર લેવાના હેતુથી શિક્ષા કરવાને બદલે ગુન્હાના પ્રમાણમાં યોગ્ય શિક્ષા કરવી ઘટી તેને કરી. દર્શાવવામાં આવેલી એ દયાની લાગણીથી દેશ થોડાજ વખતમાં શાંત બન્યો.

## બળવા પછી રાજ્યક્રાંતિ

આ સિપાઇઓના બળવાએ હિંદના રાજ્યપ્રકરણમાં મહત્ત્વના ફેરફારો કરાવ્યા. ૧૮૫૮માં પાર્લામેન્ટે પ્રથમ એક કાયદો કર્યો તેની રૂએ ઇસ્ટઇંડીઆ કંપનીનું અસ્તિત્વ હવે જતું રહ્યું; બૉર્ડ ઑફ કન્ટ્રોલ હવે કાઢી નાખવામાં આવ્યું. અને હિંદની રાજ્યસત્તા બ્રિટિશ રાજ્યકર્તા મહારાણી વિકટોરીઆના હાથમાં સોંપાઇ. ગવર્નર જનરલને વાઇસરૉયનો ઇલ્કાબ આપવામાં આવ્યો અને તેણે સ્ટેટસેક્રેટરી અને તેની કાઉન્સીલની સલાહ પ્રમાણે હિંદનું રાજ્ય ચલાવવાનું ઠર્યું. પંદર સભ્યોની એ કાઉન્સીલ બનાવવામાં આવી; જેમાંના આઠ સભાસદો હિંદમાં નોકરી કરી આવેલાજ જોઇએ એવું બંધારણ હતું. આ કાઉન્સીલને ઇન્ડીઆ કાઉન્સીલ કહેવામાં આવી. અને સ્ટેટસેક્રેટરીને પ્રધાનમંડળમાં જગ્યા આપી પાર્લામેન્ટને જવાબદાર ગણવામાં આવ્યો.



સુરત ચઉટાના પુલપર આવેલા
"શંકર" પ્રિન્ટીંગ પ્રેસમાં
નારાયણરાવ લક્ષ્મણરાવ નીકમે છાપ્યું.

